સસક-ગ્રંથાવલિ—૯

# શાપ સંભ્રમ

અને

# બીજી કવિતાઓ

રચનાર

નર્મદાશંકર પ્રભુરામ ભટ્ટ

પ્રકાશક

ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ

મૂલ્ય રૂ. ૦–૧૨–૦

ઈ સ ૧૯૨૫ વિ સ ૧૯૮૨

# અનુક્રમણિકા

———o———

## પ્રવેશક

"કાન્તમાલા"ને માટે કવિતાઓ મેળવતા મેળવતા આ સગ્રહમાંની 'શાપસભ્રમ' જોવામા આવી ત્યા સુધી આ ઊગતા કવિ કે તેમની કોઇ કૃતિ મ્હારા જાણવામા નહીં ("કરુ ભાવ સહીત પ્રદાન અજલિ કેરુ હૂ એ મિત્રને" અને "પ્રદાન સહ ભાવ અજલિ તણૂ કરૂ મિત્રને," એ પક્તિઓ જે પ્રાસગિક અભિનદનની છેલી પક્તિઓ છે, તે કવિતાઓ એ મગલ પ્રસગ પછી થોડા સમયમા કોઇ પ્રશ્નોગ મિત્ર પાસેથી જોના–સાભળવામા આની હશે, અકટોબર ૧૮૯૦ થી અકટોબર ૧૮૯૬–વિ સ ૧૯૪૭–પર સુધીમા હુ વારવાર મણિભાઇને ત્યા વડોદરે જતો,* અને પુષ્કળ રહેતો, તે દરમિયાન છદરચના, કવિતાનો આત્મા, ભવભૂતિ નાટક લખુ છુ' એ હકીકત પોતેજ વારવાર ભૂલી જાય છે–ઉત્તરચરિતમા તો ખાસ, એવીએવી અમારી બહુરૂપી અનાહૂનત ચર્ચાઓમા કવિ ત્રિભુવન પ્રેમશકર, અને જટિલ [જીવરામ લક્ષ્મીરામ દવે]† સાથે એક-બે વખત, આ કર્તા પણ હાજર હશે, 'ચદ્ર' વગેરે તે કાળના માસિકોમાં એમની કોઇકોઇ કવિતા જોવામા આવી હશે એ સર્વ હુ છેક જ ભૂલી ગયેલો) 'શાપસભ્રમ' જોઇ અને પસદ કરી, ત્યારે આ કર્તાની બધી કૃતિઓ ભેગી કરીને ચોપડી રૂપે પ્રકટ કરવા રા રા ભાઇ લાભશકર પ્રભુરામ ભટ્ટને મે આગ્રહ કર્યો એમના દિલમા પણ અનુકૂલતાએ એ કાર્ય કરવાનુ તો હતું જ એઓ પોતાના વડીલ બધુ તરફનુ એટલુ બાકી

---

* એ વર્ષના છેલ્લા છ માસ તો હુ પણ વડોદરાવાસી હતો, ત્યા કૉલેજમા કામચલાઉ પ્રોફેસર નીમાયલો હોવાથી

† એઓ પોતાનું નામ જીવનરામ લખતા થયા મોડા, દવેને બદલે કાગળ તથે સહીમા દ્વિવેદી પણ કોઇકોઇ વાર લખતા

રહેલુ ઋણ અદા કરવામા જરા ખચાચા કરતા હતા, તેનું કારણ એ જ કે કર્તાએ પોતાની કૃતિઓની પોતા પાસેની નકલો, મૃત્યુ થયુ તે પહેલાં મહિનાઓ સુધી એમને ઘણી ગ્લાનિ રહી તેના કોઇ આવેશમા, ફાડી નાખેલી હતી, જેમાની કેટલીક, જે સારામાં સારી હતી તે, ક્યા ય છપાઇ પણ ન હતી, એટલે એ તો ગઇ, તે ગઇ જ, હવે કોઇ રીતે પણ પાછી મળવાનો સભવ સરખો ન હતો

જે આમ નાશ પામતા રહી ગઇ તે આ ચોપડીમા આપવામા આવે છે એ સર્વમા 'શાપસભ્રમ'જ ઉત્તમ છે અને 'વસતવિજય' પ્રકટ થયા પછી તેના જેજે અનુકરણો થયા છે તે સર્વમા પણ એની હારમા મૂકવા લાયક કોઇક જ હશે પસદ કરેલા પ્રસગના નિરૂપણમા ડગલે ડગલે મનોહર ચિત્રમયતા (picturesqueness પિક્ચરસ્કનેસ) છે, દરેક ચિત્ર સુરેખ, ભાવવાહી, ખુલ્લી રોશનીમા દીપતુ, અને અસરકારક છે આખી કૃતિમા જરાક ખૂચે એવા બે જ વાના જણાય છે (૧) "પડયો ત્યા તો નાચ " એ સ્થળે સૂચિત વિહારચિત્ર અતિઊઘાડુ ગણવુ પડે એવુ છે નહીં વારુ? કે મૃગમૃગી જેવા નિર્દોષ પ્રાણીઓના વિહારવર્ણનમા મર્યાદામા રહેવાનુ એટલુ આવશ્યક ના જ ગણાય? (૨) બીજુ ખૂચે છે આ,—"દુ ખાબ્ધીમા યોગ્ય દડ" એ છપક્તિઓમા કર્તાનુ વક્તવ્ય શુ છે તે એ પછીની "જાગી જોતા " એ બે પક્તિ ઉપરથી જ આપણે ઘટાવી લેવુ પડે છે લગભગ દરેક પક્તિ મોતીની સર જેવી આખને વશીકરણ કરે એવી હોય, તથાપિ વસ્તુના ઘાટમા જ આમ કોઇ ઠેકાણે અણ-ઘડ અશ રહી જતા, આખી કૃતિનો પ્રસાદ કંઈક ખડિત થાય છે સર્જક કલ્પના, રસની ઊંડઊતર અને જમાવટ, છદોમાધુર્ય, ભાષાશક્તિ, સર્વે કરતાં સકલનાનુ મહત્ત્વ ઊંડે, એ સત્ય આવો કોઇ સકલનાદોષ રહી જતા બીજા સર્વે ગુણ કઇક ફીકા પડે છે તે આપણને પ્રત્યક્ષ થાય ત્યારે જ આપણે સમઝી શકિયે છિયે

'અશ્રુતિશ્રવણ' એ કવિતા 'અદષ્ટિદર્શન' અને 'અગતિગમન'ની જ ન્હાની બ્હેન છે વળી 'શાપસભ્રમ'મા ત્રીજી કડીમા, આ કવિતામા, તેમ જ 'પત્ર' અને 'દુ ખભાર'મા, શ્લોકભગ, વૃત્તમિશ્રણ, રૂઢ છદને

નવતર રૂપમા જોવાની પ્યાસ, વગેરે પ્રયોગવિલાસ ધ્યાન ખેચે છે, તે પણ 'વસ્યો હૈયે ત્હારે', 'તિમિરાશયના ગહને પડતા', 'વદને બહુ નીર ભરાય નખે,' કે એને મળતા પ્રયોગો પ્રથમ રચાયા તે વેળાએ તેમની અધિકારી ગ્રાહકો ઉપર કેવી જાદુઇ અસર થઇ હશે તેની સાક્ષ પૂરે છે 'માનુષ' અને 'ઉદયમાન પ્રકૃતિ'મા ફેર માત્ર છદનો છે, એ કવિતાજોડ પણ છદોના બલાબલ ગુણાવગુણ વિશે કર્તા એક જિજ્ઞાસુ પ્રયોગખોર હતા, તેનો જુદી જાતનો પુરાવો છે શબ્દરચના અને વાક્યઘટનામા પણ આ ન્હાના સગ્રહ-માની કવિતાઓમા કલા પ્રેમીને સહજ સ્વતત્ર વૃત્તિ જોવામા આવે છે એવી વૃત્તિ કેટલી મર્યાદામા હોય ત્યા લગી ભૂષણ ગણાય, ઉપરાતની તે ઉચ્છૃખલતા રૂપ દૂષણ ક્યાથી ગણાય, એવાએવા સવાલ વાદગ્રસ્ત છે અને ન્હેવાનાજ બડ કરનાર જીવ વ્યર્થ બડમાય તે કઇંક કઇંક સજીવન પ્રેરણાના અકુર જુવે છે, રૂઢિપાલનના ઉત્કૃષ્ટ નમૂનાઓમા પણ કઇંક કઇંક નિર્જીવતા અને અ–લાવણ્ય*થી કટાળે છે આ મહા વિષયનો આ કર્તાની તુલના કરવામા આપણને જરૂરી અશ એટલો જ છે કે કલામાથી જ કલાનિયમન સ્વયમેવ પ્રકટે છે કલાકાર શીખાઉ હોય છે ત્યા લગણ જ સ્વતત્ર વૃત્તિઓ અતત્રતા એટલે અકારણ સ્વછદી નવાઇની ખાતર જ ગોજાતી નવીનતાના દુષ્ટ રૂપ લે છે, કલા ઉપર હાથ બેસતા અને કલ્પનાની તથા સૌંદર્યવૃત્તિની વાણીના વાહન ઉપર રાગ જામતા, એ અસખ્ય અને અતત્ર અને અપક્વ સ્વતત્રતાઓ ઘણુ ખરૂં અમુકઅમુક ઢાળામા પડતી આવે છે અને શૈલીની વિશિષ્ટતામા પરિણમે છે

જે છે તે કવિતાઓને સામટી જોતા, આ કર્તા ત્રણ જુદાજુદા પ્રવાહમા ન્હાતાન્હાતા પોતાનું વિશિષ્ટ કવિત્વ વિલસાવતા વિકસાવતા અને સાધતા જોવામા આવે છે 'ક્રમમાથી ક્રમ થાય,' 'નિવાપાજલિ,' 'સિહનાદ,' વગેરે કૃતિઓ દલપતશાઇ છે કલાપી, મણિશકર, દામોદર બોટાદકર, રા રા અરદેશર ખબરદાર, વગેરેએ પણ કવિપણાના મગલાચરણમા દલપતશાઇ રચનાઓ લખેલી એ જાણીતુ છે

* લવણ–મીઠુ, રસકસ–નો ગુણ તે લાવણ્ય, એ ગુણનો અભાવ તે અ–લાવણ્ય

'સારી ચોપડીઓ શોભાય,' 'રચ્યા છે રૂડા છંદ દલપત્તરામે,' વગેરે રચનાઓ ઊંચી કવિતા લેખે નિશાળોમા ભણ્યા હોય, તે હીનભાગ્ય ઝમાનાના છોકરાઓને હાથે બીજી તરેહનુ મંગલાચરણ સંભવે પણ નહીં બીજા પ્રવાહને હુ મધ્યકાલીન કહુ છુ કાલિદાસ સાથે ભવભૂતિનો કે કાલિદાસભવભૂતિ સાથે માઘ અને પછીના કવિઓનો, કે મહાભારત રામાયણ સાથે ભાગવતનો મુકાબલો જ ના થાય મધ્યકાલીન સંસ્કૃત કવિઓની રસદૃષ્ટિ જ એકથી વધારે રીતે દૂષિત અને ઊતરતી, એ ભાન પાશ્ચાત્ય વિચારોના અમલની સાથેસાથે જ આપણે અહીં ઊપજ્યુ છે અને વધ્યુ છે આપણા શાસ્ત્રીઓને આ દૃષ્ટિ હતી જ નહીં હજી પ , જે કોઇ આપણા પ-પરાપ્રાપ્ત કાવ્યાલંકારશાસ્ત્રોમા વિદ્વાન થાય છે તેમને આ વિવેક નથી જ સમઝાતો, બકવાદ જ લાગે છે સ્વ નર્મદાશંકર પ્રભુરામ ભટ્ટ એમની વિદ્યાવિલાસી જ્ઞાતિના શાસ્ત્રીઓની છાયા તળે પણ આવેલા અને સ્વ હરિ હર્ષદ ધ્રુવ, બાલાશંકર, ભોલતરામ પંડ્યા, અને રા રા કેશવ હર્ષદ ધ્રુવ અને રા રા મણિલાલ છબારામ જેવામા પણ આ મધ્યકાલીન કવિતાદર્શના અંશ, અથવા (અંશ નહીં ત્યા) અણસાર અને પડઘા, પકડાઇ આવે છે આ સંગ્રહમા પુષ્પબાણવિલાસનુ સમશ્લોકી ભાષાંતર છે ને આ મધ્યકાલીન પ્રવાહમાંનો જ પ્યાલો છે એ જ રુચિતંત્રની અસર બીજી કૃતિઓમા પણ જણાય છે

અને શાપસંભ્રમ'—અપૂર્ણ રહેલી 'પ્રતાપ અને શક્તસિંહ, વગેરે કવિતાઓમા, તેમ કર્તાની ભાષા છંદરચના આદિમા—આપણે જોઇ ગયા તેમ નવીન પ્રવાહ તરફ પણ એ કેટલા તો આકર્ષાતા હતા તે જોઇ શકાય છે

અને 'શાપસંભ્રમ'ના કર્તાને માટે ખાતરીથી કહી શકાય છે, કે આ ત્રણે પ્રવાહના સંમેલનની કંઇકંઇ અપૂર્વ અને અમરલીલાવતી કૃતિઓ પણ આ ઊગતા સર્જક સર્જી શકત, એમનુ શરીર આટલુ બધુ વ્હેલુ શીર્ણ થયુ ન હત તો

મુંબાઇ,
૧-૧૦-૧૯૨૫

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર



નર્મદાશંકર પ્રભુરામ ભટ્ટ.

જન્મ સં ૧૯૩૦
શ્રાવણ સુદી ૮

અવસાન સં ૧૯૫૫
ચૈત્ર સુદી ૯

# બંધુસ્થાનદર્શન

( મંદાક્રાંતા )

ચારે પાસે નજર ફરતાં શૂન્ય સર્વે જણાય,
વીલો વીલો રખડું સઘળે ક્યાંઇ ના શાન્તિ થાય,
ઝાંઝે દા'ડે પણ હૃદયમાંથી ખસી એ ન મૂર્તિ,
જોઇ તારાં સકલ હમણાં સ્થાનને થાય પૂર્તિ —૧

સાથે પ્રેમી કવન મધુરાં બોલતો બંધુ તે ક્યાં,
ને ક્યાં આવા હૃદયહીણું સૌ ગ્રામ્ય કેરા પ્રસંગ,
મિત્રો તારા રસિક સઘળા તેય ઝાંખા જણાય,
આવું રે'તું અહહ મુજથી આંહી તે શે ખમાય ?—૨

સીંચ્યું વારી અધિક રમતાં તેહ તારો ગુલાબ,
સુકો વાંકો સુમનહીણું હા તું વિયોગે થયો છે,
ઉઠયો બેઠો રમત રમીયો તેહ આ રમ્ય ભૂમિ
ભાસે ભૂંડી સરવ દુઃખના સારવાળી અરે રે !—૩

જો જો બંધુ ચપલ નયને ખોળતા તારલાઓ,
સામે ઉભો હિમકર હશે શોધવાને મિષે શું !
ખોળુ બંધુ કહીં હું તુજને વર્ષ છે પાંચ વીત્યા,
તોયે જાણે મધુર ભણકા શબ્દના સંભળાય—૪

શાને બંધુ મમ મગજમાથી હજુએ ખસ્યો ના,
રોવું આવે નિરખી અવ આ અન્ય દા'ડે હસ્યો જ્યાં,
બંધુ તું જે પુનિત પગલે ચાલીયો તેહ ભૂ આ,
પાદાઘાતો મલીન જનના સાખી નિશ્વાસતી હા—પ

આભારી છું મરૂત મીઠડા આવ શોધાવ ભ્રાતા,
બંધુ કેરા મૃદુલ સુર તે સર્વને કર્ણ લાગ્યા,
આહીં આજ્યે મલીન ખસીયા ત્વત્ પ્રસાદે વિચારો,
શાંતિ ઉંડે ઠરી હૃદયમાં ત્યાંજ તું દીલ બેઠો—૬

જ્યારે જ્યારે સ્મરણ તુજનું કૈં નિમિત્તેથી થાય,
ત્યારે હૈયું પુનિત તુજ સંગાનથી શુદ્ધ થાય,
તારા જેવા મધુર વચનો સત્ય કે'નાર કોણ ?
શુદ્ધિ સ્થાપે લગીર દીલમાં એહવું આહી કો ના—૭

હોયે તું જ્યાં અમરપુર વા કોઈ બીજે અવાસે,
કે હો મારી સમીપ વસતો પ્રેરતો સન્મતીમાં,
સ્વર્ગો કેરા અમિત સુખડા નિત્ય તેનો તું ભોક્તા,
તેથી બંધુ રસિક અતિ તો કાવ્ય રેલાવ વ્હાલા—૮

લીલીઆ, } હરિશંકર પ્રભુરામ ભટ્ટ
સં ૧૯૬૦ }

## ૧૨૪૩૫

આજે પચીસ કરતા વધારે વરસો અગાઉના એક સવારને યાદ કરૂ છુ સ ૧૯૫૫ના ચૈત્ર સુદી ૯ નો દિવસ એ દિવસે પ્રાત કાળમા સાત વાગતા મારા વડીલ ભાઇએ આ દુનિયાનો ત્યાગ કર્યો મારા પિતા, મોટા કાકા, મોટા ભાઇઓ અને મારા માતા એ સર્વના કલ્પાતનો પાર નહોતો મને તે આખ આગળ તાદૃશ ખડુ થાય છે અને હજી એ કાળની ગ્લાનિ વિસરી શકાતી નથી એ તેજસ્વી હસમુખો ગૌર ચહેરો, મોટુ કપાળ, ઝીણી આખો, પ્રચડ કાયા અને વ્હાલભર્યો ઘોઘરો અવાજ તે દિવસે હમેશને માટે અસ્ત થયા ફરીથી ઘણીવાર માત્ર સ્વપ્નામા જ એ જોવા પામ્યો છુ બન્ને સ્વપ્ના જ હતા એ સમજાતુ નથી

મારા સ્વ ભાઇ નર્મદાશકરનો જન્મ સ ૧૯૩૦ના શ્રાવણ સુદી ૯ ને દિવસે લીલીઆમા થયો હતો ગુજરાતી સાત ચોપડી પુરી કરી અગીઆર વરસની ઉમ્મરે અમરેલીમા અંગ્રેજી ભણવા ગયા આ વખતે નિશાળના સર્ટીફીકેટમા માસ્તરે રીમાર્કના ખાનામા લખ્યુ હતુ કે “આ છોકરામા કવિતા કરવાની શક્તિ સારી છે” અમરેલીમા એ વખતે હાઇસ્કુલ નહોતી અને માત્ર પાચ ધોરણજ શીખવાતા તેથી પુરા કરી ભાવનગર ભણવા ગયા

દરમિયાન સ ૧૯૪૩ મા તેર વરસની ઉમ્મરે તેમના લગ્ન પછે ગામમા ભટ્ટ રઘુનાથજી ભવાની શ કરના દીકરી મોઘીબાઇ સાથે થયા હતા આ લગ્નથી સ ૧૯૫૪ ના કાર્તિક માસમા એક પુત્ર થયો હતો અને તે સવત ૧૯૫૬ ના આસોવદી અમાસને દિવસે ગુજરી ગયો હતો

ભાવનગરમા મારા ભાઇ રહ્યા ત્યારથી અભ્યાસ કરવાની તેમની વૃત્તિ ઉત્તરોત્તર મદ થતી ગઇ હતી સ્કુલ કે કોલેજના પુસ્તકો ઉપર જેટલુ ધ્યાન

આપતા તેનાથી ઘણું વધારે ધ્યાન Extra બહારના વાચન ઉપર આપતા અનેતેથી મેટ્રીકમા ત્રણ વખત નાપાસ થયા હતા છતા અભ્યાસ છોડવાની કોઇ દિવસ ઇચ્છા કરી નહોતી

મિત્ર વર્ગમા તેમનુ નામ "કવિ" તરીકેજ પ્રસિદ્ધ હતુ અને તેમના મિત્રો વગેરેમા તેઓ ઘણા પ્રીતિપાત્ર હતા

કવિતા કરવાની તેમની શક્તિ અજબ જેવી હતી કોઇ પણ વિષય હાથમા આવે એટલે રમતવારમા કવિતા લખી નાખે આવી કવિતાઓનો ઘણો મોટો સગ્રહ તેમની પાસે હતો તે બધી કવિતાઓ પોતાના મરણ અગાઉ થોડા માસેજ તેમણે ફાડી નાખી હતી માત્ર છપાયેલ કવિતાઓજ તેથી જે હાથ લાગી છે તે આ સગ્રહમા મુકી શકાઇ છે

મારા ભાઇનુ શરીર ઘણુજ કસાયલુ અને નિરોગી હતુ નાનપણમા કસરતનો શોખ હોવાથી સ્નાયુઓ ઘણા મજબુત થયા હતા તેમને કોઇ દિવસ માદગી આવી નહોતી, માત્ર પાચ વરસની ઉમ્મરે ઝેરી તાવ આવ્યો હતો અને સન્નિપાત પણ થયો હતો એ મન્દવાડમાથીજ એમની આખ જે બાલ પણમા બહુ મોટી હતી તે સહેજ ઝીણી થઇ ગઇ હતી

મારા પિતાની પ્રીતિ મારા સૌથી મોટા ભાઇ ઉપર અગાધ હોય તેમા નવાઇ જેવુ શુ છે? તેમની વૃદ્ધાવસ્થામા આ ભાઇ તેમને આરામ આપશે અને કુટુમ્બનો બોજો બધો ઉપાડી લેશે એવી આશાથી ઘણુ ખર્ચ કરી કેળવણી આપી પણ એ ભાઇનુ આયુષ્ય ટુકુ જેથી પિતાના શિર ઉપરનો બોજો દૂર કરી ન શક્યા અને વૃદ્ધાવસ્થામા તેમને દુખ તાજુ કરાવી ચાલ્યા ગયા મારા પિતા ત્યાર પછી સત્તર વર્ષ જીવ્યા પરતુ કોઇ દિવસ ભાઇનુ નામ જીભ ઉપર પ્રત્યક્ષ આવવા ન દીધુ અને જે કષ્ટ થયુ તે ધીરજથી સહન કર્યુ મારા બાની સ્થિતિ એથી જુદી હતી એમને તો રત્ન જેવા પુત્રનુ મૃત્યુ એ અત્યત વિષમ ઘા પડયો અને પોતાના દેહને કષ્ટ આપી આપી પાચ છ વર્ષમા પ્રાણનો ત્યાગ કર્યો

સવત ૧૯૫૫ ના ઉન્હાળામા મારા ભાઇ ભાવનગરથી રજામા ઘેર આવ્યા રસ્તામા લાઠી બે દિવસ ઉતર્યા હતા ત્યા સ્વ કલાપીને પોતાની કવિતાઓ

વાંચી બતાવી હતી ઘેર એકાદ અઠવાડીયુ રોકાઇ પોતાના પત્નીને તેડવા પચ્છેગામ જવા માટે ચૈત્ર સુદી ૫ ને શનીવારે બપોરે ઘેરથી નીકળ્યા તે દિવસે શનીવાર હોવાથી આખા અડદનુ શાક (તેમને ઘણુ પ્રિય હતુ) તે ખાધુ ઉપર છાશ પીધી અને બપોરના બે અઢી વાગતા હાથમા બે કપડા અને ચોપડી લઇ ચાલી નીકળ્યા સાજે લાઠી પહોચી રાત રહેવાનો તેમનો વિચાર હતો પરતુ બે અઢી ગાઉ દૂર પહોચતા સારણુ ગાઠ ઉતરી જવાથી તેઓ ખેતરમા બેસી ગયા એ વખતે રસ્તે જનાર ટપાલવાળાએ પાસે જઇ તેમની બરદાસ કરી અને એક ગાડુ જતુ હતુ તેમા સુવારી સાજ વખતે ઘેર પહોચાડયા ઘેર આવ્યા ત્યારે મારા ભાઇની સુરતજ બદલાઇ ગયેલી હતી આખો ઉંડી ગઇ હતી મોઢા ઉપર નિસ્તેજતા આવી ગઇ હતી મારા પિતાને ગળ ગળે અવાજે કહ્યુ “ કે તમારાપુન્યથી હુ ઘર ભેગો થયો છુ નહિતર દાદાની માફક મારો અત રસ્તામાજ આવત ” (મારા નાના મણિશકર નાનાભાઈ સારણુ ગાઠનો ફાસો આવવાથી વળા અને પચ્છે ગામની વચ્ચે સ્વર્ગવાસી થયા હતા)

આ વ્યાધીમા શસ્ત્રોપચાર એજ ઉપાય કામનો છે બીજી દવા શુ કામ કરે ? બરફ વગેરે મુકવાથી આતરડુ તેની યથાસ્થિત જગાએ આવે છે પરતુ એ ગામડામા બરફ પણ તરત કયાથી મળે ? લાઠીથી બરફ મગાવ્યો અમ રેલીમા ડાકટર હતા તેમને તેડવા માણસ મોકલ્યુ તેમણે બધી હકીકત સાભળી આવવા ના પાડી, પથારીમા સુવારી રાખી ભાવનગર જેટલે ત્રીસ ગાઉ પહોચાડવાની સુચના થઇ વૃદ્ધ કાકાએ ચિન્હો જોઇ ના પાડી માત્ર શસ્ત્રોપચાર કરનાર કોઇ કુશળ ડાકટર મળ્યા હોત તોજ દેહ બચી શકત એમ અત્યારે લાગે છે

પછી તો વ્યાધીનુ પુર વધવા લાગ્યુ એમને એટલુ બધુ કષ્ટ થવા લાગ્યુ કે માડ બોલી શકાય છતા છેલ્લી ઘડી સુધી અત્યત સાવધતા રાખતા હતા મારા પિતાને જ્યારે જણાયુ કે હવે આનો દેહ નહીં બચે ત્યારે કલેશ કરવા લાગ્યા જેથી મારા ભાઇનુ દીલ દુખાયુ અને તેમને કહ્યુ કે “તમે તો ગીતાનો પાઠ કરો છે તમને આ દેહમા શુ મોહ છે ? આ દેહ તો ક્ષણભગુર છે ” આવી રીતે ત્રણ દિવસ અતિ દુ ખમા અને શરીર કષ્ટમા તેમણે કાઢયા છેવટે જે સવારમા તેમને અત આવ્યો તેની અગાઉની રાત્રીએ એમને સહેજ સન્નિપાતનુ લક્ષણ જણાયુ અને કાઇક તુટક અગ્રેજી શબ્દો

બોલ્યા એટલે સૌને ગભરામણુ થઇ મારા મોટાભાઇ માધવજી ભાઇ ત્યા હાજર હતા તેમણે પરીક્ષા ખાતર કહ્યું કે "હકાભાઇ, તમે ભાવનગરમાં મને કેટલા રૂપીઆ આપ્યા છે એ કહો એટલે કાકાને આપી દઇશ" તરત ભાઇએ જવાબ વાળ્યો રૂ ૩૧–૧૨–૦ અને ખરેખર એ રકમ ચોકસજ હતી એમણે પોતે સન્નિપાતનું લક્ષણુ પણુ દબાવવા પુરો યત્ન કરેલો રામનવમીને દિવસે સવારમા સૌની સાથે વાતો કરી, દુ ખ ઘટયુ હોય તેમ લાગવા માડયુ મારા પિતા, બા, વગેરે સાથે બબ્બે શબ્દો બોલ્યા મારા ભાભીના હાથથી પાણી પીધુ, છોકરાનું મોઢુ જોયુ અને તરણુચનો કટકો મોઢામા મુકયો અને આખ ફરી આ જગત ઉપરથી હમેશાને માટે ભાઇ નર્મદાશકર પ્રભુરામે વિદાય લીધી—

---

આજ પચીસ છવીશ વરસથી તેમની આ સગ્રહમા લીધેલી આટલી કવિતાઓ ઘરેણા માફક સાચવી રાખી છે એની નકલ કરનાર માણસને કવિતા શુ એ ખબર નહીં હોવાથી કેટલીક ગભીર ભુલો રહી જવા પામી છે આ નકલ ઉકેલતા અને બેસારતા ઘણી મુશ્કેલી પડી છે છતા ભુલો રહી ગઇ છે એ માટે વાચકો ક્ષમા આપશે

કવિતાનુ ટિપ્પણુ તૈઆર કરવામા રા રા શાસ્ત્રી દુર્ગાશકર કેવળરામની પુરતી મદદ લીધી છે પુષ્પબાણવિલાસના શ્લોકનુ વિવરણુ તો એમણેજ લખી આપ્યુ છે ઉપરાત રા બલુભાઇ ઠાકોરે પણુ ઘણે સ્થળે જ્યા અર્થ નહોતા બેસતા ત્યા ત્યા નોધ કરી આપી હતી તેનો પણુ ઉપયોગ કર્યો છે

રા બલુભાઇ ઠાકોરે આ સગ્રહ પ્રસિદ્ધ કરવા મને પ્રોત્સાહન આપ્યુ અને છપાઇ રહેતા પ્રવેશક લખી આપવા કૃપા કરી તે ખાતર તેમનો મારા ઉપર અને ગુજરાતી વાચક વર્ગ ઉપર ઉપકાર થયો છે

મારા સ્વ ભાઇ પ્રતિની પ્રેમ અને આદરની લાગણીથી પ્રેરાઇ રા ભાઇ શકરલાલ કુવરજી વૈદ્યે–તેમના લગ્ન પ્રસગે સ ૧૯૫૨ ના વૈશાખ માસમા મારા સ્વ ભાઇ ખાસ હાજર રહ્યા હતા, એ પ્રસગના મધુર સસ્મરણ રૂપે પણુ આ સગ્રહ પ્રસિદ્ધ કરવામા મને સહાય આપેલ છે

આસો વદી ૯ સ ૧૯૮૧ } લાભશકર પ્રભુરામ ભટ્ટ.

આ વરસેજ આ સંગ્રહ છપાઇ રહ્યા પછી મારા વડીલભાઇ હરીશંકરભાઇ તરફથી જાણ્યું કે "તે નારીની સફળ જીંદગી આ ગણાય" એ નામની કવિતા પણ સ્વ નર્મદાશંકરભાઇની રચેલી છે તે જુના વિજ્ઞાન વિલાસમાંથી રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારેખે નકલ કરાવી મોકલી આપી છે, તે આ નીચે છાપી છે.—

## કેવી સ્ત્રીનુ જીવતર સફલ ગણાય!

વસંતતિલકા વૃત્તમ્.

શીખી સુનીતિ સહુ[1] પાસથી માન પામી,
જેની સુકીર્તિ[*] ઉજળી જનમાંહી જામી,
જેના ગુણો પરમ હર્ષથી લોક ગાય,
તે નારીની સફલ જીંદગી આ ગણાય. ૧

આપી સુબોધ નિજ બાલકને સુધાર્યાં,
હૈડા વડીલ જનના સુગુણોથી ઠાર્યાં,
દુખી થતા ધૃતિ[2] ન છેક મુકી મુકાય,
તે નારીની સફલ જીંદગી આ ગણાય ૨

જો કે અબુધ[3] પતિ દુર્ગુણી ખૂબ હોય,
સપ્રેમ દ્રષ્ટિ થકી તેહની સામું તોય,
જોઇ, પ્રસન્ન મનમાહિ રહે સદાય,
તે નારીની સફલ જીંદગી આ ગણાય ૩

ગાળે[4] નહિ વખત કુથલીમા નકામી,
ગ્રન્થો સુબોધક રસિક જુએ[5] તથાપિ,
ઝૂરે[6] ન રાજી પણ સૌતણું શુભ ચ્હાય,
તે નારીની સફલ જીંદગી આ ગણાય ૪

---

* વિજ્ઞાન વિલાસ પુ ૨૩ અંક ૧૦ સને ૧૮૯૨

૧ સહુ પાસથી=સૌ બાજુએથી ૨ ધૃતિ=ધૈર્ય, હિમ્મત ૩ અબુધ મૂર્ખ, કશું સમજે નહિ એવો. ૪ ગાળે=ગુમાવે. ૫ જુએ=વાંચે, મનન કરે ૬ ઝુરે=ઝુરે

જો કે પતિ ધનિક[૭] આબરૂદાર હોય,
તેનુ નહિ મન વિષે કશુ માન[૮] તોય,
રાખે, રહે સહ કુટુબી હળી[૯] સદાય,
તે નારીની સફ્લ જીદગી આ ગણાય ૫

આવેલ વિઘ્ન કરી પાર અસખ્ય વાર,
વ્હાલુ પતિવ્રત ગણી, બની હુશીઆર,
રક્ષા કરી શિયલ કેરી યશસ્વી[૧૦] થાય,
તે નારીની સફ્લ જીદગી આ ગણાય ૬

વ્હાલુ ન–અન્ય ગણિયુ પતિ સેવનાથી,[૧૧]
ચૂકી કદાપિ નહિ જેહ સ્વધર્મમાથી,
શાણી, સુજાણ, સતિ જે જનમા કથાય,[૧૨]
તે નારીની સફ્લ જીદગી આ ગણાય ૭

ખર્ચ સ્થિતિ નિજ વિચારી કરેજ સાચો,[૧૩]
ને દે દુખાવસરમા પતિને દિલાસો,
રાખે પ્રસન્ન પતિ–નર્મદ–ને સદાય,
તે નારીની સફ્લ જીદગી આ ગણાય ૮

---

૭ ધનિક ધનવાન ૮ માન=કુપદ ૯ હળી=સંપીને
૧૦ યશસ્વી=કીર્તિમાન્ ૧૧ સેવનાથી=સેવાથી ૧૨ કથાય=કહેવાય
૧૩ સાચો=જરૂરનો, જોઈતોજ, વ્યર્થ નહિ

# કમમાંથી કમ થાય.

કરી મુકયો છે કાયદો જગદીશે જગમાય,
ભરેલ માહી ભગય ને કમમાથી કમ થાય

નાનુ વહેન જહા વહે દહાડે દિન સુકાય,
પાણી ઓછુ થાય ત્યા કમમાથી કમ થાય

હોયે નાનુ ગામડુ લોક ઉછળી જાય,
જઈ વસે મોટા ગામમા કમમાથી કમ થાય

કુભ હોય પુરો ભર્યો તો તે નહીં છલકાય,
અધુરોજ છલકાય છે કમમાથી કમ થાય

હોય સુત ઝાઝા તહીં ઉનો પવન ન વાય,
મરે ખોટના હોય ત્યા કમમાથી કમ થાય

દુખ નહીં પૈસાદારને ગરીબ જન દડાય,
વેઠે છે દુખ બાપડા કમમાથી કમ થાય

દેશી થોડા હુનરો જાણે તે ન કરાય,
તેથી ઓછા થાય છે કમમાથી કમ થાય

અમેરીકા યુરોપમા લક્ષ્મી વધે સદાય,
ઘટેછ હિંદુસ્થાનમા કમમાથી કમ થાય

પુરૂ ભણેલ હોય તો જરાય નહીં ભુલાય,
અધુરોજ ચુકે સદા કમમાથી કમ થાય

તેલ તણી કોઠી ભરી ત્યાથી ના ઢોળાય,
વહે કોડીયામાહીંથી કમમાથી કમ થાય

મહાસાગરની માહી તો મીન કદી ન છુપાય,
સતાપે નહેરા મહીં કમમાથી કમ થાય

થોડા પૈસા મેળવે તેમાથી લુટાય,
નર્મદ તેના ઘરમહીં કમમાથી કમ થાય

# શુષ્કવૃક્ષ (અન્યોક્તિ.)

દલ, ફલ, ફુલ, રસ નથી કાંઈ, એ સર્વે પાખી,
શોકજનક દેખાય કાન્તિ–હા કેવી ઝાખી!
ગહન કાળની ગતિ પ્રથમ સ્થિતિ કેવી સારી,
હશે? અને થઈ આજ દુખ કેવી કરનારી! ૧

દિવસેશ્વરકરક્લાન્ત વિસામો લઈ આ પાન્થે,
સુખાનુભવ બહુવાર હશે લીધેલ નીરાતે,
અનેક તિર્યક્કુલો અહીં માળા બાંધીને
રહ્યા હશે ચિર કાળ ગયા ક્યાંહી ત્યાગીને? ૨

સ્વાર્થ લેશ એહનો ત્યાં લગી સર્વે વસીયા,
પછી મન ગમતે સ્થાન જવાને ત્યાંથી ખસીયા,
જગત તણો એ નિયમ 'સર્વ સ્વાર્થનું સગું છે,'
સરી રહ્યો સ્વાર્થ કે પછી કો ભાવ ન પુછે ૩

હું એ હતો ધનવાન આવતા ત્યારે કેવા,
થઈ સબંધી મિત્ર સ્વાર્થ સૌ સાધી લેવા,
હવે થતા ધનહીન રહ્યો હું થઈ એકાકી,
પરિત્યજી સૌ ગયું એક પણ ન રહ્યું બાકી ૪

## મેઘનાદ.

પ્રસરી થાય વિચારી શી ભવ્યત,
ખુશી જનો મનમા ભવિતવ્યતા,
ગગનમા ઘનની શી રૂડી ઘટા,
મયુર કંઠ ગ્રહે નવી મિષ્ટતા ૧

નિકટ ઇચ્છિત વસ્તુની ચાતક,
સુખદ પ્રાપ્તિ વિચારી થવા તક,
મુખ કરે ઉંચુ હર્ષજલાવૃત,
વિસરી વ્યર્થ પ્રયત્ન પુરાકૃત ૨

નગરસન્નિધિવર્તી વિષે કરે,
ત્વરિત પાન્થ પ્રવેશન શ્રાન્ત જે
પશુ વિહગમ સ્વસ્થલ વિચરે,
સપરિવાર ભયાર્ત પ્રશાન્ત જે ૩

ઉજ્કાન ચપલા વર્ષા પડા,
ભયથી ચાદર હોડી ગઈ પ્રભા!
નવ ખસેડી શકે શક, હોય શું?
હૃદય કોમળ સ્ત્રી જનનું ઘણું ૪

ઉછળી કેસરી બાળ પ્રતિધ્વની,
વિરમતુ નથી, આહીં કરે, ઘડી,
પ્રભવનહૃ ગિરિકેરી ગુફા વિશે,
અવગણી નિરપેક્ષ પ્રસુપ્ત જે ૫

દશગ્રીવેશનું સ્થાન સુલોચન,
યુવક વિલસનાર સતીસહ
છક કીધા સહુને સ્વપરાક્રમે,
અનુજ રાઘવનો પ્રતિસ્પર્ધીએ ૬

# સિંહનાદ.

આનન્દ મગ્ન ભય લેશ વિના ફરતા,
સ્થાનેચ્છિતે મૃગકુલો જઇને ચરતા,
નાસે અચાનક બધા થઈ ચિત્ત વ્યગ્ર,
ગર્ભો પડે મૃગલીના છુટી કૈંક શીઘ્ર  ૧

કો બાપડા ભયથી કોતરમાહી કપે,
ને મૂર્છનાશ્રિત થયેલ ઘણાક જપે,
નિઃશબ્દ સૌ વન પશુ પલમા શુ થાશે ?
વ્યાપાર અન્ય તજીને મનમા વિમાસે  ૨

ઉન્મૂલન દ્રુમ કરે મજબુતનુ જે,
ક્રીડા કરે અલિક ને સ્થલગડગુ જે,
છે શૃંખલા કદી ન શક્તિમતી પ્રબદ્ધ,
ઉભા તટસ્થ કરવા ઘડી રૂહે ગજેન્દ્ર  ૩

ઉત્પુચ્છ ગ્રામ પશુ ઉન્મુખ સૌ ગવાદિ,
દોડે બચાવ અરથે બનતી ત્વરાથી,
બહાદુર વ્યાઘ્ર તણીએ ધબકે જ છાતી,
શુ બાયલા તણી જશે નહીં છાતી ફાટી ! ૪

કો અલ્પ પ્રાણી બચવા ન શકે પ્રયત્ન,
જ્યા ના ત્યહા કઈ કરી સ્થિત રહેછ શૂન્ય,
કો દોડીએ ઝટ શકે નહીં પ્રાપ્ત કાળ,
વિકાળ રક્ત મુખમાહીં પડે તૃષાર્ત ૫

નાસે પ્રભજન બ્હીને ઝટ મુઠી વાળી,
અદૃશ્ય કમ્પિત તરૂ નહીં જાય ચાલી,
ને ઓ પણે ડગમગે શિખરો ગિરિના,
જાશે પડી, વળગીયાછ જરા અધુના ૬

## શીલ રક્ષા.

ફુસાવીને લાગ્યો અનિલ સઘલા વાદળી સતી,
પરસ્ત્રીની પુંઠે વિવશ મતિ થઈ–નીચ વિકૃતિ,
જઈ જ્યાં આલિંગે નિકટ ગઈ નાસી દુર ખસી,
ગયો ને વામે આ પણ ઝટિતિ કામાતુર ધસી  ૧

ગજાવી ધ્રુજાવી નિખિલ પવને હર્મ્ય મુકીયો,
નહીં દીધો થાવા તદપિ સતીએ સ્પર્શ સરખો,
તથાપિ ચાલે ક્યાં સુધી પુરૂષ આવા અહીં કને
બીચારી બાળાનું ? સતી પરિત્યજે તો શું શીલને ?  ૨

ગણીને એ વહાલું અધિક જીવવાથી પતિવ્રત,
પડી પ્રાસાદેથી નથી નિરખી ઉપાય અવર,
ઉંચું એવું ને એ ભુવન વળી કે નચ્છરિના,
પડ્યા નીચે થઈને અગણિત ઝીણા સાવ ટુકડા  ૩

ધરે છે સજ્જારી વદવુ શતધા ધન્ય તુજને,
ફરી આપે શોભા સકળ કુળને એવી કૃતિને,
તને આશસે છે મધુર ઝીણુ સગાન શ્રવણે,
સમે શાતિને આ તરવરતુ આહ્લાદક ખરે ૪

ન ધાર્યું આ કીધુ નિરખી સતીએ સાહસ અને,
રહ્યો ઉભો ત્યાએ બહુ વખત દિગ્મૂઢ બનીને
ન જાણ્યુ કે જીવે પતિત અહીંઆથી નવ કદી,
વળ્યો શોધી ત્યાથી અબુધ સહુ સ્થાનો અવતરી ૫

જઈ જોયા પહાડો છુપી ક્યહી હશે એમ સમજી,
વટા વૃક્ષો કેરી પણ નવ મુકી બાકી ઢુઢવી,
રખે મારી ઠઠ્ઠા તહીં રહી કરે અટ્ટ હસતી,
ફરી મુકયો માની ક્ષુભિત જઈ નિશેષ ઉદધી ૬

જુઓ મેઘદૂત ખડકાવ્યમા कामार्ता हि प्रकृति कृपणा श्चेतना चेतनेषु એ પ્રમાણે લખીને કવિ શિરોમણી કાલીદાસે, કામાર્ત જનનુ શૂન્ય હૃદયત્વ સ્પષ્ટ બતાવ્યુ છે અહીં પણ તેમજ આવી સાધારણ વાતની અનભિજ્ઞતાનુ કારણ કામપરવશતાજ છે

# નિવાપાંજલી.

આ સંવત્સરના સમાપ્તિ દિવસો—ઉત્સાહના પર્વમા,
આનન્દોત્સવ ખુબ માણુસ દીસે વર્તી રહ્યો સર્વમા,
હૈડામા પણુ હાય આ અમ તણા શોકાનલ પ્રજ્વલે,
હા આ દુર્દિન તેજ તુ તજી ગયો જ્યારે અમો સર્વને ૧

હુ તો કેવળ અજ્ઞ બાલક હતો છે માત્ર ઝાખી સ્મૃતિ,
તારી મોહક તોય તે રમી રહી અતર વિષે આકૃતિ,
ત્વત્ સૌન્દર્ય, વિવેક, વાક્‌મધુરતા, સૌજન્ય કો વર્ણવે,
ત્યારે આતુર સાભળે શ્રવણુ આ સાવેગ હૈયુ દ્રવે ૨

માતા દુખિત મુકતી દિનનિશા નિશ્વાસ એ રાકડી,
ને પ્રેમાલ પિતા તણી નથી મટી આસુ ભીંની આખડી,
મિત્રો ગદ્દગદ કઠ થાય હજુ એ સભારતા શોકથી
બન્ધુ જ્યેષ્ટ મુઝાય——— ૩

આભારી તુજ જન્મનો જગતમા તારા વિનાનો ફરે,
વીલો તે સહસા તજી દઈ અને કીધો નિરાધાર તે,
ચીરાતે હૃદયે, સબાષ્પ નયને, કર્તવ્ય પ્રેમે વળી,
અર્પે જીવન, આ જળે તવ લઘુભ્રાતા નિવાપાજલી ૪

## અશ્રુતિ શ્રવણ.

તિમિર પટમા અગ રાખી સુગુપ્ત,
સકલ અવનિ શાતિ અ કે પ્રસુપ્ત,
નયન ઉઘડે થાય નિદ્રા વિલુપ્ત,
અહા ! કાને તારો અમૃત સમ મીઠો સ્વર પડે! ૧

રસિક કૃતિઓ ધ્યાનથી વાચુ ગાઉં,
રમત મહીં વા મિત્ર સાથે ગુથાઉં,
અગર કઇ ગભીર તર્કે તણાઉં,
કહીંથી એ આવી સ્વર મધુર કાને તવ અડે! ૨

ગિરિવર અને રમ્ય ઝરણા,
હરિત વન વા ચિત્તહરણા,
ગગન અથવા ભિન્નવરણા,
ઉદધિ ઉપકઠોન્મદ અને,
તટ સમ સરિતના વિહગને
તરૂ ઉપવને પુરિતસ્વને,

નિરખુ કૃતિઓ એવી હુ સગહીન,
કુદરતતણી થાઉં આનદ લીન,
અસર સહસા થાય તેથી નવીન,
અચિંતો ચોકાવે મૃદુલ સ્વર આવી તવ તદા

તવ અવયવે થાય ચૈતન્ય પૂર્તિ,
શિથિલ સઘળા ગાત્ર થઈ જાય સ્ફૂર્તિ,
તદપિ નજરે ના પડે સૌમ્ય મૂર્તિ,
નિરાશા વિપક્ષા વિષય તવ પામ્યો પ્રિય સદા

## તપોવન.

સમ્યગ્ દૂર મનુષ્યની વસતી છે જ્યાંથી, ગિરિના પદે,
વીંટાયેલ વળી તરૂવર તણી ઘાટી ઘટાથી બધે,
સાન્નિધ્યે સલિલાશયો પણ ભર્યાં આ વારિથી નિર્મળ,
સંતોષે દ્રગ આ તપોવન ભરે એકાંત રમ્ય સ્થળ ૧

બાંધી કેવળ સાદી પર્ણકુટીઓ આવાસ અર્થે, કરે,
કાલક્ષેપ મુનિજનો મન સદા અધ્યાત્મ ભક્તિ પરે,
જોકે છે વનવાસી આજ, પણ એ સંસારી પહેલા હતા,
ભુલીને વનવાસી ને ભ્રમ વડે લેખો વિદેશી સમા ૨

આ રૂહે દિવસ રાત્રી અધ્યયનમાં લાગ્યા મુનિ બાળક,
એઓને નથી કાર્યથી ઇતિર કૈં વ્યાપારશું ઓળખ,
સીંચે બાળ તરૂ મળી મુનિતણી સંભાળથી કન્યકા,
અન્યોન્યે ઉપહાસ કાંઈ કરતી આહીં વિલોકો જરા ૩

આ ચોપાસ ફરે કુરંગ સમુહો સ્વચ્છંદને નિર્ભય,
આ વૃક્ષો ફળ પુષ્પથી લચી રહ્યા દે નેત્રને ઠંડક,

આ આવા રમણીય, હર્ષદ, અને દિવ્ય પ્રદેશે હશે,
શોભાથી વિલસત કેવી સવિતા સન્ધ્યા સમે પ્રાતરે! ૪

ખેલે હ્યા મુનિ બાળકો મળી બધા એકત્ર આનન્દથી,
નાના છે વયમા તથાપિ વિનયી, સાચા, વિવેકી અતિ,
જોઈ આકૃતિ સર્વના મુખ તણી વચાય સ્પષ્ટાક્ષર,
આણે જન્મ ધરી કર્યું નહિ હશે ક્યારે અસદ્વર્તન ૫

વૃક્ષે વલ્કલ ધોઈ કોઈ મુકવે સ્નાનાર્થ કો જાય છે,
લેવા કોઈ સમિધ, પૂજન વિષે પ્રવૃત્ત કો થાય છે,
કોઈ શાસ્ત્ર વિચારતા કઈ શિશુવૃન્દો વળી શીખવે,
સૌ કર્તવ્ય વિષે પરાયણ રહી હ્યા કાળને નિર્ગમે ૬

જો પેલા વળી સિંહ અન્ય પશુના વૃન્દોની સાથે ફરે,
ને હ્યા નર્તન નીલકંઠ ભુજગોના મડળોમા કરે!
ભુલ્યા વૈરસ્વભાવ એમ નિજ સૌ આ ક્રૂર સત્વો અહો
કેવો ઉચ્ચ તપ પ્રભાવ મુનિનો, સ્વર્ગીય આ સ્થાન તો! ૭

જેના છે પરિચારકો હળી ગયા શાખામૃગો સર્વદા,
સગાનો ગજવે શુકાદિ વિહગો મીઠા સ્વરે જ્યા સદા,
વૃક્ષો નૃત્ય વળી વિલક્ષણ કરે થાકે કદાપિ નહીં,
એવા આ મુનિથી વદો નૃપ કને શુ છે વધારે કહીં? ૮

આ વેળા અતિથિ તણો તનમને સત્કાર સારો કરે,
ને આશ્વાસન આપી દુખી જનના નિર્મૂળ દુખો કરે,
કોઇ શુ નહીં વૈર, સર્વનુ કરે નિસ્વાર્થ સારૂ સદા,
પોતાથી બનતા ઉપાય લઇને, કેવી જગદ્-બધુતા! ૯

મોક્ષ સ્થાન મુમુક્ષુનુ પ્રકટ છે, વિદ્યાર્થી વિદ્યાલય,
ને એ તાપસનુ તપસ્થળ વળી આધારહીનાશ્રય,
એ રીતે ધરતુ અનેક વિધતા એવી જગદ્-બાધવ,
શુ એ છે નહીં સૃષ્ટિનુ અવનવુ અદ્‌ભુત કલ્પદ્રુમ ! ૧૦

'સારૂ શુ થયુ' પ્રશ્ન એમ કરશે 'એતાદૃશ સ્થાનથી' ?
આપુ ઉત્તર એનુ સાભળ સખે, સક્ષેપમા ધ્યાનથી,
ભાષા સસ્કૃત વ્હાય વિશ્વ અખિલે જે બોધ આનદને,
તેનો સભવ છે વિશેષ કરીને આ સ્થાનવાસી વડે, ૧૧

દર્શી માનસ પુણ્યભૂ, મલિન સૌ પામે વિકારો શમ,
હા ! આ ભારત વર્ષના કઇ અરે દુર્ભાગ્યનો પાર ન ?
સાક્ષાત્કાર થવો સુદુર્લભ સ્થળે કો હાલ એવા તણો,
પ્રજ્ઞાચક્ષુથી જોઇ માત્ર મનમા આનદ લેવો રહ્યો ૧૨

પ્રકૃત પદ્યબધનો ઉદ્‌ભવ, કાદબરી, શાકુન્તલ, ઉત્તર ચરિતાદિમાના તપોવન
ર્ણનોના વાચનથી આર્યો પ્રાચીન કાળમા જ્યારે વર્ણાશ્રમ ધર્માનુસાર વ્યવહરતા,
ારે આવા તપોવનો ભારત વર્ષમા સ્થળે સ્થળે હતા. ગૃહસ્થાશ્રમ પછીના, તૃતીય,
નપ્રસ્થાશ્રમનો સ્વીકાર કરીને તેઓ કેવી રીતે કાળક્ષેપ કરતા, મનુષ્યનો સહવાસ
જીને પશુ પક્ષીના સહવાસમા કેવો આનદ લેતા કેવા પરમાર્થ લક્ષી રહેતા, અને
ગતને તે કેવા ઉપયોગી થઈ પડતા, એ વગેરે સક્ષેપમા વર્ણવવાનુ આમા પ્રયત્ન છે;
પ્રતમા આવા તપોવનના અસ્તિત્વના અભાવે, વર્ણનમા વિચાર નવીનતાની અપેક્ષા
સ્થાને છે

# પુષ્પ બાણ વિલાસ

વ્યાપે અંગ સુગંધ, ચંદન ખર્યું સ્વચ્છંદ આલિંગતા
જેને સુંદર ગોપિકાશું સ્તનશું ઉંચા ધસાતા છતા,
કંઇ ઉજ્જાગર રાગ નેત્ર હૃદયમા બાલાર્કશ્રીને ધરે,
તે જારાગ્રિમ વેણુનાદ રસિયો રક્ષા તમારી કરે, ૧

રમણ યુવતિ સાથે નંદપુત્રે અસંખ્ય,
કર્યું ચકિત જગત્ જે સર્વ જાણે વિચિત્ર,
તદખિલ અવલંબી સ્વાદુ શૃંગાર કાવ્ય
મગજી વિરચવા છે શારદા હો પ્રસન્ન! ૨

ભર્તા જ્યાં નજરે પડયો ઉભય ત્યાં ઉત્ફુલ્લ નેત્રો થયા,
એકાંત સ્થલ રોમ અંગ સઘળે ઉભા મળતા થયા,
ઉત્કંઠ સ્તન સ્પર્શવા જવ થયો કંપ્યું શરીરાખિલ,
કંઠાલિંગન જ્યાં કરે થઇ ગઈ નીવીય ઢીલી દૃઢ ૩

રૂડું છે મુખ પુણ્ડરીકશું કરે જે મંદમંદ સ્મિત,
ઊંચાંને કઠિન સ્તનો થકી સર્યો જેને દુકુલાંચલ
પાસેના જનને પ્રવીણ ઠગવે બાહુ પ્રસારી, પછી
ગાલે મુકી મૃગાક્ષિ ભાવથી જુએ છેટેથી મારા ભણી ૪

નીરંધ્ર આ સદ્મ માધવીનું નિરીક્ષ,
મધ્યે નિકુંજ ઢગ જ્યાં ફુલનાં ખરેલ,
જો કે વદે યુવતિ કોઇ વિલાસિની ત્યાં
ના ઓળખાય સ્વર કોકિલ કૂજનોમાં ૫

શાને એ શુક પાછળે ભટક તું ચંચુ પ્રહારો કર્યા
ઓષ્ટાગ્રે ગણી બિંબરાગથી, છુટી વેણી બહુ દોડતાં,
ભુંસાયું તિલક શ્રમામ્બુથી, તનુ વીંધાઇ કાંટે પીડે,
ધ્રુમાવ્યે કર કંકણુ ધ્વનિશ્રવો પુષ્પો નનાન્દા વીણે ૬

ઝાલ્યા છે મચ એક હસ્ત વિટપે છુટી ગયેલા, બીજે
છેડો વસ્ત્ર તણો સરેલ કુચથી લૈ ઠીક પાછો કરે,
અંગે ચંદન લેપ છે અધર બે છે રક્ત તાંબુલથી,
આ ચાલી પ્રિય મંદિરેથી સ્મરની સાક્ષાત્ જયશ્રી સમી ૭

'જાશે નાથ વિદેશ' હાય અતિશે ચિન્તા વિચારેજ આ,
સૌને હર્ષદ શત્રુશો શશિમુખી લાગે મને ચંદ્રમા,
ને ઉત્પન્ન વિલાપ કોયલ તણા આલાપ મીઠા કરે,
લ્હેરો વાયુની મંદ, પ્રાણ, અહહ ઉદ્યાનમાંથી હરે ૮

પોઢયો પંકજમાં શશી, કમળના જોડાં થકી નિસરી
સેરો નિર્મલ મોતીની, ધવલતા પામી લતા હેમની,

સ્પર્શે પદ્મકલી–દ્વિપુષ્પની નવી સુકાઇ કે માલિકા
આ ઉત્પાત પરપરાથી અટકયુ જાવાનુ મારૂ સખા ૯

તપન શમન અર્થે પલ્લવોનુ નવિન,
શયન પણ કરાવ્જે જેહના થાય મ્લાન,
મનસિજ અનલેથી પામતી દાહ ઝાઝો,
અહહ વિરહિણીનો તાપ વર્ણી શકે કો ? ૧૦

તારા દૂતિ ગયાછ નેત્રકમળો કરમાઇ બન્ને ઘણા,
બિન્દુ સ્વેદ તણા લલાટ ફલકે બાઝેલ છે મોતીશા,
હાફે છે અટકયા વિના તુ બહુ હા આ ચન્દ્રિકામા અરે,
જા આવ્યે મુજ સારૂ વ્યથ સુતનુ થાકી ગઇ તુ હશે ! ૧૧

વિકલ વન મૃગીશા ચક્ષુ તન્વી તણા જે,
મરવુ ચહી સુવે છે દુ ખદાયી વસતે,
નવ કિસલય સેજે અગ્નિનો પુજ છે જે,
વિરહ અસહ્ય લાગ્યે ચક્રવાકી શી રાગે ૧૨

મીઠા બોલી સુકઠ કોયલ તણા નૈષ્ઠુર્ય, તિગ્મત્વ ને,
રાકાચન્દ્રનુ, દક્ષિણાનિલ થકી દાક્ષિણ્યની હાની એ,
તૈયારી સઘળા કરે મરણની એ બાપડીના, હવે,
તે ના માત્ર થયુ તવાગમતણી શકા તૃણો ચાલવે ૧૩

નેત્રો મા કર સાસ્ર કાજળ બધુ આજેલ ધોવાય છે,
ઉંડા નાખ સુમાલિકા નહીં નવી નિશ્વાસ સુકાય છે,
શય્યામા નવ તન્વી રાગ તનનો આળોટ ભુસાય છે,
વેળા થૈ નથી નાથ આગમનની કઇ બીજુ ધારે રખે ૧૪

કોઇ સર્વજનપ્રિયભ્રમપરા, મધ્યે સખી મંડળ,
સજ્જાથી કરતી વિલોલનયના સાહેલી શું ભાષણ,
નાખી કાજળ આંખનું ઝટ, કુચે ચન્દ્રાનના લેઇને,
લાગી રત્નની ઢાકવા સર હતી જે ત્યાંહી વસ્ત્રાચલે ૧૫

સુધે છે મુખ ચંદ્રકાન્તિ, અધરો ચુમ્બેછ બિમ્બપ્રભા,
વાછે શ્રી રૂડી ચારૂ પદ્મકલિની વક્ષોજને સ્પર્શવા,
આલંબી દ્વય પાણી કોકનદની લક્ષ્મી રમે સાદર,
ને સેવે ધુતિ તો પ્રવાલની વળી આ સુંદરીના પદ ૧૬

મારા કહ્યા મુજબ તે કર્યું સર્વ બાઇ,
ના તત્પરા પરહિતે તું સમાન કોઇ,
થાકી, જવાથી સુકુમાર હશે હું કાજ,
સત્કાર્યની શ્રમવિના ક્યમ સિદ્ધિ થાય? ૧૭

ધરતી નથી ફુલ તણી સ્રજો કુચે,
કરતી નથી તિલક કસ્તુરીનું એ,
મુજ પાસના વિહરતી પુરા સમ,
નથી વિસ્તરી કથતી કાંઇ વિપ્રિય. ૧૮

ગૂઢાલિંગન, ગાલચુંબન, કુચ સ્પર્શાદિ લીલા પ્રિયે,
પૂર્વે સર્વ કરેલ સ્વપ્ન સરખી, ઝાઝા ખલોના ભયે,
હાવા દુર્ઘટ વાત એ કરવી, ના કંઇ તેય માનું વ્યથા,
તારૂં દુર્લભ દર્શને થયું બહુ તેથીજ છું દુખી હા! ૧૯

હસ્તા આનનથી કલંકી શશીને લજ્જા પમાડે છ જે,
વાણીથી ગૃહકીરના મધુર જે નિંદે સદા બોલને,

નિશ્વાસેથી તિરસ્કરે પવનને જે અબુજામોદિતે
લીધે એ સહુને રહ વિરહિણી જુદી દશામા પડે ૨૦

તન્વી ગાય તદા કટુ શ્રવણને લાગેજ વીણા ધ્વની,
ભાસે છે સ્મિત ચન્દ્રિકા મલીન તે જ્યારે કરે છે વળી,
તેના લોચનની કને વિકચ એ પકેરૂહ મ્લાન છે
જોતા શોભન અગનુ વળી ખરે વિદ્યુલ્લતા ઝાખી છે ૨૧

'તારા ઉપર રાગ છે બહુ મને' કહેતા હતા સત્ય તે,
કાકે ઘેર પ્રભાતમાજ ઉલટે જોવાની આવ્યા મને,
તે આ રાગ રહ્યો પ્રભો હ્રદયમા, કાશ્મીરપત્રોદિત,
જાગ્યાથી દ્રગમા, લલાટફલમા લાક્ષારસાપાદિત ૨૨

ઇચ્છા વલ્લભ આ વસત સમયે જાવા વિદેશે મને,
રાખો છો ભય છે તથાપિ અધુના ના તાપનો કે મને,
કાકે કૌમુદ શ્રેષ્ઠ ગધ હરતા સાથે સરો વાયુની
રાતે સ્વચ્છ મરિચિ પક્તિ વિધુની આશા વિશે રહે ખીલી ૨૩

દેખાડો મુખ જાય સઘ જડતા કે નેત્રની માનિનિ,
બોલો બોલ સુમિષ્ટ કે અનુભવુ કાને સુધાની સ્રુતિ,
ધીમે દ્રષ્ટિ પ્રસાદ શીતળ કરો, કે તાપ મારા શમે,
છાડી રોષ અપૂર્વ દીર્ઘ પ્રભવ્યો દોષે સખીના હવે ૨૪

રીસે ચિત્ત દુભાઇ નમ્ર પતિની સામુ જરા ના જુએ,
જ્યારે વલ્લભ જાય છે અતિ સદા સતાપ બાલા સહે,
ધારે મૌન યદા શ્રમે પરિજનો લાવે મનાવી અને,
પાછો બહાર જવા ચહે દયિત ત્યા રહે પ્રાણ આવી ગળે ૨૫

તેના બોલ સુણ્યે કઠોર શ્રુતિને લાગે પિકાકૂજિત,
લોકોની રૂચિ ચન્દ્રમા, વદનનુ તેના ન શ્રીદર્શન
તેના નેત્ર કને ઘટે હરિણીએ મીંચ્યા સ્વનેત્રો નકી,
ત્યા સુધી લલિતા લતા કનકની તેને નિહાળી નથી। ૨૬

## વિધિને.

આકૃષ્ટ કીધ મનમોહક કાન્તિનાથી,
સતુષ્ટ કીધ નયનો પલમા બતાવી,
"લે તારૂ આ, સુભગ" સાભળી "આવ રત્ન,"
હસ્ત પ્રસારી કર્યું મે અહવા પ્રયત્ન, ૧

ત્યા તો છુપાવી દઈ તે સમ એક આવા,
દીધો, નહીં સમજવે કઈ ભેદ બેમા,
લીધો ઘણી ઉલટથી કરને પ્રસારી,
મૂર્ખત્વ તે મનનુ સત પુછુ વિચારી ૨

એ રત્નથી હુ ખુશી અતર થાત કેવો,
આનદથી રમત તેહની સાથ ને શો!
પામુ છુ ખેદ અતિશે અવલોકીને આ,
નેત્રે વહે હૃદય અશ્રુ મુકે નિસાસા ૩

જો આપવુ ન હતુ શુ કરવા બતાવ્યુ ?
ભુલ્યો કલ્લાથી અથવા ફળ શુ હવે એ ?
આવો તથાપિ વ્યવહાર કઠોર કો શુ,
તારા સમે ઘટિત આચરવો વિધિ છે ? ૪

## શાપ સંભ્રમ.

આ તરફ મંજુલ સ્વરે રમતુ વહેળુ,
સામે ભયંકર અગોચર ગીચ ઝાડી,
મેદાન લીલુ વચમા પડ્યુ વિસ્તરેલુ,
ઉંચે હિમાલયતણા શિખરો ગુલાબી ૧

સુગંધી વાયુની ઠંડી લહરી મંદ વાય છે,
મધુરૂ મધુરૂ ક્યાથી વિહંગો પણ ગાય છે ૨

આવી ત્યા મૃગયુગ્મ બાલ વયથી સાથે વસેલુ ચરે,
ખેરે ઝાકળ બિન્દુઓ તૃણુથકી, સાનંદ કુદે તરે
ગ્રીવાભંગે નિહાળે અવર ગમ અને ચિત્તમા હર્ષ પામે,
શૃગો શૃગોની સાથે ભરવી ભરવીને થાય છુટા ઉગામે ૩

થયા ભિન્ન મનોભાવ તણાયા રસરેલમા,
બહલાવા ધીમે લાગી ક્રીડા આ રતિખેલમા ૪

વિલોકીને ઢુંક્યો વિકૃતિવિવશ સ્પર્શી કરવા,
ખસી ત્યાંથી લાગી અસમ જવથી ફાળ ભરવા,
પડ્યો પુંઠે આએ ઝટ પ્રિયતમાને પકડવા
નથી દેતો છેટુ અધિક હતુ તેનાથી પડવા ૫

અજ્ઞાત યૌવના એ તો લજ્જા પામતી બાલિકા,
કોમલાગી હતી જેવી મુકુલિત મૃણાલિકા ૬

દોડી નીર ઝરા તણે ફરી ફરી મેદાન ઝાડી વિષે,
વારવાર પ્રદેશ રમ્ય ફરતા આવેલ પહાડી વિષે,
નાખી પાછળ દ્રષ્ટિ તો હજી સુધી પીછો નહીં છોડતો,
દીઠો મારૂત વેગ આગળ વધ્યો ઉત્સાહથી દોડતો ૭

સુકુમાર બિચારી હા ! એ તો થાકી ગઇ હતી,
નિરૂપાય પછી ઉભી સ્વસ્થાનેજ રહી હતી ૮

અવિરત શ્રમથી બહુ હાફતી
શરમ ને ભયથી કઇ કાંપતી,
નિકટ આવી ઉભો મૃગ ફુલતો,
વિનયથી મદની મહીં ઝુલતો ૯

ભય સંકોચ ને લજ્જા થયુ સૌ દૂર તત્ક્ષણે,
સસ્મિત પ્રેક્ષવા લાગ્યા ઉભય સ્નિગ્ધલોચને ૧૦

× × × ×

સુસવાટ થયો મોટો ઘટામા દૂર ઝાડની,
ને પડ્યો પડઘો એનો તળેટી મહીં પહાડની ૧૧

કુરંગી ચોપાસે નજર કરતી ત્રાસ સહિત,
પડ્યો ત્યાં તો નીચે મૃગ તરત ચૈતન્ય રહિત,
કલેજું વીંધાયું શરપતનથી કૃષ્ણ મૃગનું,
શકાયે ના જોઈ અહહ! હૃદયની દૈન્ય દ્રગનું ૧૨

સોહામણો શીકારી કો ઝાડીમાંહીથી નીકળ્યો,
ઉતાવળે પદે એ તે હરિણીની ભણી વળ્યો ૧૩

મૃત્યુદ્વાર સમીપ એ હરિણીને નિશ્વાસ નાખી જુએ,
જોકે વાણી નથી મનુષ્ય સરખી અસ્પષ્ટ એતો રૂએ,
આંસુ જાય વહ્યાં ભર્યાં નયનથી ચોધાર તે કો લુએ?
દેખી ધીરજ વ્યાધનું હૃદય આ ભેદાઈ જાતું ખુવે ૧૪

થઈ ગયું મુખ મ્લાન આવિષ્કારથી ખેદના,
થવા લાગી અને તેના અંતરમાં તીવ્ર વેદના ૧૫

કરી શરે આ મૃગનું વિદારણ,
થયો છું આ દુઃખનું મૂળ કારણ,
વિચાર કીધો નહીં મેં નરાધમે,
ન દુઃખ આવું મૃદુ દેહ આ ખમે ૧૬

મને ઘટે છે મરવુંજ સર્વથા,
ન પામશે આ શમ હૈયું અન્યથા,
સદૈવ ઉષ્ણાશ્રુ અરે પ્રજાળશે,
છુપાયું છાતી મહીં નેત્ર ભા ૧૭

"દુખાબ્ધિમા દયિત પ્રાણુ હરી ડુબાવી,
તારી પ્રિયા તણી થજો સ્થિતિ આર્ત આવી,
કારી કર્યો જખમ તીરથી કાળજામા,
તુ પામજો મરણુને મુજ શી દશામા" ૧૮

ક્રોધે ઓછો હૃદય ભરને શાપ આપી પ્રચડ,
પાપાત્મા આ મમ સદૃશને એજ છે ગોગ્ય દડ,
જાગી જોતા નવ કશુ દીઠુ હસ્ત મુકયો કપાલે,
સાચુ શુ આ ખબર ન પડે કે ઠગ્યો ઇન્દ્રજાળે ૧૯

ગરકાવ વિચારોમા માડયુ ત્યાથી જવા હવે,
લુછતા સ્વેદના ટીપા શકાકવશ સભવે ૨૦

આ તરફ મજુલ સ્વરે રમતુ વહેળુ,
સામે ભયકર અગોચર ગીચ ઝાડી,
મેદાન લીલુ વચમા પડયુ વિસ્તરેલુ,
ઉચે હિમાલય તણા શિખરો રૂપેરી ૨૧

## સ્મરણ બાધા.

જ્યારે ત્યારે પણ સહજમા એ બધુ યાદ આવે,
'ભુલુ' એવા બહુ સમયના નિશ્ચયો એ ન ફાવે,
અત. ક્ષોભે જનિત જડતા અગ સેવે વિમૂઢ,
ભાવો કાઇ અતુલ હૃદયે જાય વ્યાપી નિગૂઢ ૧

મર્માઘાતે વિવશ સરખો શાન્તિનુ સ્થાન શોધુ,
કેમે યત્ને વિષમ સ્થિતિમા દીર્ઘ નિશ્વાસ રોધુ,
શી રીતે એ હૃદય મથતું છેક ભુલી જવાય ?
થાક્યો ખોળી પણ નવ કશો હાથ લાગ્યો ઉપાય ૨

કિંચિત્ નિદ્રાશરણગ્રહણે ઇષ્ટ વિશ્રાતિ દીઠી,
કીધુ આવાહન તરત કે આવતી ઉંઘ મીઠી,
ધીમે ધીમે પ્રગટ કરતી એ કૃપાદૃષ્ટિ ઝાખી,
ભાસે ત્યારે અવિરત જશે વેદના કેમ સાખી ? ૩

નિદ્રાભાવવ્યથિત ભમતી શૂન્ય ચોપાસ દૃષ્ટિ,
સ્તભે ક્યારે, હૃદય હરતી ઊઘડે સ્વપ્ન સૃષ્ટિ,

ને હું કાલાવધિ વિહરતો એ વિશે જ્યા, સરીને,
ઊડી અન્તર્હિત થઇ જતી સાભરે એ ફરીને ૪

આવી પક્ષો વિતત કરતી કલ્પના કોઇ કાલે,
સ્કંધે લેતી ત્વરિત ગતિથી તે અસામાન્ય ચાલે,
શોભીતા અદ્‌ભુત અવનવા એ પ્રદેશો બતાવે,
પામુ આશ્વાસન કઇક, એ સાભરે ને સતાવે ૫

મિથ્યા જોયુ મન રસ ભર્યો પુસ્તકોમા પરોવી,
માની લીધુ મધુર દ્રવમા ચેતના વ્યર્થ ખોવી,
મિથ્યા છોડી વસતી વનમા વિશ્વલીલા વિલોકી,
વ્યાપારોમા ઇતર અથવા વૃત્તિને વ્યર્થ રોકી ૬

તો એ નિદ્રા, મધુર દ્રવ, ને કલ્પના, ગ્રન્થ, સ્વાપ,
એ સર્વેની ઉપકૃતિ નથી કાઈ ઓછી,—અમાપ,
મીઠી એની અસર પ્રસરે ચિત્ત ચિંતા હરાય,
સતાપપ્રજ્વલિત મગજે શાન્તિનો સેક થાય ૭

પાછી જોકે અવસર જતા એ તિરોભૂત થાય,
ત્યારે આવે અચિર સ્મરણે એજ ના વિસરાય,
જો અત્યારે નિયમ બળના અશને એ ધરાવુ,
સ્વેચ્છાથી તો સતત ક્રમમા એ બધાને ચલાવુ ૮

મસ્તિષ્કેથી જરૂર સ્મરવા ગ્રોગ્ય વાતો સરે છે,
અતર્ ને આકુલ અકલને આ અચિતી કરે છે,
કેવી રીતે સહન ન થતી યાતનાને નિવારૂ ?
ના જાણુ શુ કરવુ જવુ કે ક્યા સ્મૃતિ ધ્વસ સારૂ ? ૯

આપે પીવા સહ્ય રસ તે પૂર્વકાલીન વાત,
જેના યોગે લય થઈ જતી સૌ પુનર્જન્મ સાથ,
કાતો તારૂ પ્રહર જલદી ખડ્ગ તીખુ કૃતાત,
કે હૈયાની પ્રબલ રૂજ સૌ થાય સપૂર્ણ શાન્ત

# પત્ર.

" સદા સાથે રહેવુ,
બને ક્યાથી એવુ ? "

પ્રિયે, તો સૌ સહેવુ કઠિન મન રાખી ઉચિત છે,
પ્રભુની ઇચ્છાના અનુસરણમા મૌન હિત છે

'દિવસ રજની ચેન પડતુ,
નહીં હૃદય તો માત્ર રડતુ'
લખે છે તો મારે પણ અહીં હશે શુ નહીં થતુ ?

દયા દીધો જાણી,
રખે ઓછુ આણી,

ભરે નેત્રે પાણી વિરલ ક્ષણ તે કઠ વળગી,
મળીશું પાછા કે, નહીં કરૂ ફરી આમ અળગી

ક્યમ, સખિ કરે તર્ક અવળા ?
અચિર વિસરીશુ સહુ હલા,
વહી ફ્લસ્રોતે કઈ નિરખીશુ રગ નવલા

# નિર્જન.

(ઇંગ્રેજ કવિ લોર્ડ બાયરનના એક કાવ્ય ઉપરથી)

પામુ કોઈ વિજન વનમા ઝુપડીમા નિવાસ,
ને સુપ્રેમી સરલ રમણી એક ત્યા માત્ર પાસ,
તો ભુલી આ જગદખિલ આરાધુ એને અશાક,
ને સ્વાર્થીના છલ કપટથી નેત્ર રહે નિષ્કલક ૧

તત્વો વહાલા પ્રકટ તવ વ્યાપાર આવો ઉદાર,
બોધે છે જે સકલ જનને સ્વાર્થત્યાગ પ્રકાર,
તો શુ મારૂ પ્રિય નહીં કરો આટલુ એ વયસ્ય?
એવી કોઈ સુર યુવતિનો યોગ ઇષ્ટ પ્રશસ્ય ૨

શુ છે ખોટુ સુર સદન શૃગાર રભા સમાન,
એવી દેવી તણી પદરજે પુણ્ય છે કૈંક સ્થાન?
જોકે આખો નવ સફલતા જોઈ પામી, ન કર્ણ,
સાધી ક્યારે પણ નવ શક્યા સુણવા મિષ્ટ વર્ણ ૩

છે આનદપ્રસર જનથી જગલોમા અગમ્ય,
ને આહ્લાદ પ્રબલ લસતો અબ્ધિ તીરે વિશૂન્ય,

ત્યા જ્યા કોઈ સહચર નથી પૂર્ણું ઉલ્લાસ વાસ,
ને સગીત સ્વન મધુરતા શી સમુદ્રે અગાધ! ૪

લાગે વહાલી પ્રકૃતિ, રતિ જો કે જનોમા ન અલ્પ,
ક્યાંકે આવા બહુ સમયથી થાય સસર્ગ યોગ,
સતાપે છે જવ મગજને ઉગ્ર સસાર ચિન્તા,
ત્યારે આવુ તરત છટકી ભેટવા સૃષ્ટિ લીલા,
એવુ એવુ અનુભવુ અને કે શકુ ના કદાપિ,
વર્ણી, તો એ પણ બધુ વળી ના શકુ ગુપ્ત રાખી

# દુઃખ ભાર.

હૃદયે કંઇ દુખ અમાપ ભર્યું
જઇ કોણુ સમીપ પ્રકાશ કરૂં ?
જન જીવન સ્રોત વીશે તરતા,
નિજ દુખ રડી નયનો ભરતા,

નહીં કોઇ સુણે,
તહીં રોઇ ખુણે,

બહુ ભીંજવવી તનુ આંસુ ઉને
બહુ ખોળ કરી, પણ કોઇ મળ્યું,
નહીં સાંભળનાર કહીં પલળ્યું,
ઉ પ કા ર કર્તા અ નુ કં પ ક ની,
પણ બહાર હશે અથવા હકની,

નવ જાય કહ્યું,
નવ જાય સહ્યું,

નહીં બાર વહી પણ જાય રહ્યું

# ઉદયમાન પ્રકૃતિ.

થયુ તિમિર દૂર જે રહ્યુ હતું બધે વિસ્તરી,
દિશા અરુણુ પૂર્વ આ અધિક થાય તેજોમયી,
પ્રકાશ પ્રસરી રૂડો વળી દિગન્ત શોભાવશે,
પ્રભાકર તણો અહો ઉદય થાય છે જો હવે! ૧

વનાન્ત હરિણો તણા કુલ વિનોદથી ખેલતાં,
વિહગગણુ વૃક્ષમા મધુર ગીતડા રેલતા;
મનુષ્ય પણુ હોંસથી નિજ નિજોદ્યમે લાગશે,
પ્રભાકર તણો અહો ઉદય થાય છે જો હવે! ૨

વિમુક્ત થઇ બંધથી કમલના વિલાસી ભલે,
દ્વિરેફ મધુપાનમા સુચિર સક્ત લાગી રહે,
ભલે ઘુવડ પાળતા ઉચિત જે દશા તેમને,
પ્રભાકર તણો અહો ઉદય થાય છે જો હવે! ૩

પરાગ લઇ પુષ્પનો પવન મંદ શીળો વહે,
તરંગ લહરી પરે વિશદ હાસ્ય દેવી કરે,
વિલોકી રમણીય આ પ્રકૃતિના નવા ચિત્રને,
પ્રદાન સહભાવ અંજલિ તણું કરું મિત્રને! ૪

# વાવે રાત્રી.

પર્ણું તરૂની ટોચ પર ઝળકી થયા ઝાખા હવે,
અથડાય ગામ સમીપનાનો મદ કોલાહલ શ્રવે,
ગગનમા લાગ્યા જણાવા સ્પષ્ટ ધીમે તારક,
અંધારી પ્રસરી ગાઢ જામી ગઈ રાત ભયાનક.

ચન્દ્ર નાનું નાવડુ આવ્યો હતો સાથે લઈ,
કઈ દૂર જોતામા ગયો એ દ્રષ્ટિ પથથી નીકળી;
શાતિ દેવી આણ નિજ સર્વત્ર વર્તાવી રહી,
ઝીણે સ્વરે કસારી તમરા ગાય છે મહિમા મળી

× × ×

ભાગ લૂટનો સમજી લેવા જાણી સ્થાન નિગૂઢ,
ખાણીદાર સજીને શસ્ત્રો આવ્યા અશ્વારૂઢ,
ભોજન પાન કરીને બેઠા લેવા સઘળા વહેચી,
થતા બોલવુ માંહો માંહે કઈ તલવારો ખેચી

ક્રુદ્ધ એક બીજા પર લાગ્યા હથીઆરો વાપરવા,
કારણ પણ જાણવા કલહનું કોઈ કરે ના પરવા,
સણુ સણુ કરતી બંદુકમાંથી આવે ગોળી છૂટી,
અવયવ ભૂમી ઉપર જઈ પડતા ખડ્ગપાતથી તૂટી

બૂમ પાડતા યોદ્ધા ધસતા ઉછળે હય હણહણતા,
ઢાલ સાથ અફળાતા ખાડાને ભાલા ખણખણતા,
ઝખમી સખ્ત થયેલો તે પણ નહિ પાછો હઠનાર,
ખૂન ભરાયુ આંખ મહિ ઘૂમે કરતો સહાર

શરીરમાંથી શોણીત ધારા ઉડે ફુવારા પેઠે,
થયેલ ઘાયલ મૃતપ્રાય થઈ કઈ કચડાતા હેઠે
ભરાઈ બેઠો હતો ધ્રૂજતો ત્યા મસ્તક મુજ છાતી,
ઉપર પડયુ આવીને જાગ્યો ચોંકી નિદ્રામાથી

× × ×

વ્યોમમા ચળકત તેજો રાશી તારા ઝુમખા,
ને વિરલ તેમાથી ઉડા જળ મધ્ય ઉતરી નાચતા,
સર્પ નિદ્રાવશ વિહગને પકડવા વૃક્ષે ફરે,
પાંખો થતી ફડફડ, રૂવે છે કોઈ ને કરણુ સ્વરે,

ઝાડ પર વીંઝાય છે ડાળી અને ખડખડ થતા,
આવે સપાટો પવનનો કે ભોય સૂકા પાતરા

વાડ પાસે થોરની તેમા લપાઇને રહ્યુ,
શીઆળ શીત અસહ્ય લાગ્યે રૂદનને લબાવતુ

શબ્દ જળમા વન્યપશુના પાન કરવાનો શકે,
ને શ્વાન ભસતા ગામમા ભેદે નિશાના કર્ણને
શૂન્ય છે ખડેર સામે ઘૂવડ તેમા ઘૂઘવે,
પડઘા ભયકર નાદના ઊડાણમાથી ઊછળે,

દૂર ખેતરમા બળે છે એક નાની તાપણી,
ખેડૂત પાડે ગગનભેદી ચીસ તીણી કારમી,
વાર ચારે પાસ ભયનો અધકાર પ્રસાર છે,
હા એકલો છુ અરણ્મા બેલી તું જગદાધાર છે!

× × ×

આવ્યુ એક મનોહરદર્શન રમણી વૃદ વિલાસી,
જોતા એમ પ્રતીતિ થાય છે કે સુરલોક નિવાસી,
ધારણ નાના વિધ કીધા છે ભૂષણને પરિધાન,
કીધો ગાવાનો પ્રારભ મધુર અદ્ભુત સગાન

મૃદુ કરતલથી તાળી પાડે ને લ્હેકાતી ચાલે,
ગાતા હસતી મદમદને સુરખી રમતી ગાલે,
ચક્ષુ, કર્ણ કે ચિત્ત ન તાબે, છે સર્વ પરાધીન,
આનદે એ રસમય ગાન વિષે ઝીલતો વિલીન

ગીત થયું પરિપૂર્ણ અને વ્યાપી ગઈ પાછી શાન્તિ,
જોતાંમાં અપ્સરા સમૂહ તણી બદલાઈ કાન્તિ,
વિરૂપ કેવળ અને ભયંકર છે સૌના આકાર,
બિહામણુ હસતી ત્યાં મોટા દાંત જણાતા બહાર

બધી એકઠી થઈને આવી છેક નિકટ મુજ તીરે,
અનુક્રમે પડતું મૂકે અંદર ઉંચેથી ધીરે,
જવથી ધબકે હૃદય અને શીતળતા આખે અંગે,
આ શું કૌતુક એમ ઉઠીને વિચારતો મન સંગે

× × ×

રાત્રી ગઈ ઝણુણાટ કરતી પાંખ ફફડાવી ઉડી,
અંધારૂં થયું આછું નભે ઝાંખી થઈ તારાદ્યુતિ,
લલિત રેખા રક્તિમાની શોભની પ્રાચી મુખે,
પારાવતો કલ્લોલ કરતા ઊડતા અંદર સુખે

એક મચ્છર છેક કાન નજીક મીઠું ગણુગણે,
ઉલ્લાસમાં આવી કપોતો ને મધુર શબ્દો કરે,
વાસ લીલા શ્વાસની ને છોડ કેરા ધાન્યના,
શીળો સમીર પ્રસારતો ને ક્ષુબ્ધ પાણી હાલતા

# પ્રેમ યાચના.

તને ચાહે છે આ જન સમયથી દીર્ઘ પ્રિય કહે,
અને એ ઉત્પત્તિ પ્રણય તણી નિષ્કારણ થઈ,
શકાયેશે રોકી? સુખકર ખરે દર્શન તવ,
બધે સ્વેચ્છાચારી પણ તુજ કને દીન સરખો ૧

બનુ અલ્પ પ્રાણુ દ્રય નયન તારા પર ઠરે,
અભાગી સ્વીકારી હૃદય કુળુ ચાપે હૃદયશુ,
તપેલા સગે ને મૃદુલ કરથી સ્પર્શ કરતું,
વધારે ના ઇચ્છા, સુખ અધિક સ્વર્ગે ન સમજુ ૨

પડે મીઠા બોલો મુખ કમળથી ધર્મ વચનો,
સમાન શ્રદ્ધાથી રતિ સહિત ઝીલી અનુસરૂ,

અહા તે દ્હાડો ક્યા પણ હૃદયથી પ્રેમ ઝરણુ,
વહે ને હુ તેમા થઇશ કરતો સ્નાન પુનિત
પ્રતીતિ છે કિન્તુ નહિ નહિ પ્રદી નિષ્ઠુર થશે,
અમીદૃષ્ટિ રાખી અનવરત આભારી કરજે ૩

## માનુષ.

થઈ ગયું વિદૂર રહ્યું હતું જે તિમિર સઘળે વિસ્તરી,
પ્રાચી દિશા આ અરૂણ અધિકી થાય છે તેજે ભરી,
પ્રસરી પ્રકાશ રૂડો હશે દિક્પ્રાન્તને શોભાવશે,
મંગલ ઉદય આ થાય છે પ્રિય જો પ્રભાકરનો હવે! ૧

કુલ હરિણના સ્વચ્છન્દ આનન્દે વનાન્તે ખેલતા,
વૃક્ષો વિશેથી મીઠડા ગીતો વિહગગણ રેલતા,
વળી ઉલટભેર મનુષ્ય પણ નિજ ઉદ્યમે લાગી જશે,
મંગલ ઉદય આ થાય છે પ્રિય જો પ્રભાકરનો હવે! ૨

થઈને રસિલા મુક્ત બંધનના કમલ કેરા ભલે,
મધુપાન માહિં દ્વિરેફ સૌ આસક્ત ચિર લાગી રહે,
પામે ઘુવડ જે ઉચિત તેઓને દશા તે છો ભલે,
મંગલ ઉદય આ થાય છે પ્રિય જો પ્રભાકરનો હવે! ૩

પરિમલ લઇને પુષ્પનો શીળો પવન ધીમો વહે,
જળવીચી પર દેવી કરે છે હાસ્ય વિશદ મૃદુસ્વરે,
અવલોકતો રમણીય ઉર્જ્જવલ પ્રકૃતિ કેરા ચિત્રને,
કરૂ ભાવ સહિત પ્રદાન અજલિ કેરૂ હુ એ મિત્રને ૪

# પ્રતાપ અને શક્તસિંહ.

સ્થિતિ છે ગિરિના શૃંગે ટોચે ઉન્નત વૃક્ષની,
વધારતી પ્રતિચ્છાયા વેગે સૂર્ય પ્રભાતણી ૧

પુષ્પો વડે સુરભિમંદ વહે સમીર,
ને ગાય મંજુરવ નિર્ભર સ્વચ્છ નીર,
નિદ્રા વિલીન કરતા નૃપતિપ્રતાપ,
જે છે યથાર્થ કુલ ભૂષણુ ચડ્યાપ ૨

હલદીઘાટનુ મોટુ યુદ્ધ આજ સવારથી
શરૂ થયુ તહિં રાણો ઘૂમ્યો જેમ મહારથી ૩

સર્વે થયા વિફળ યત્ન તથાપિ તેના,
પામી શકી વિજય ના રજપૂત સેના,
વીધાયુ છે જખમથી સઘળુ શરીર
તોયે ધસે રણમહીં નિરપેક્ષ વીર ૪

વિશ્વાસુ સેવકોએ આ નિહાળ્યુ (ય) સ્વનેત્રથી,
આજીજી રડતા કીધી નાસવા રણક્ષેત્રથી ૫

ફરજ ક્ષત્રિયની મરતા સુધી,
લડવુ એ ઉપજી ક્યમ આ કુધી,
અડગ ધૈર્યથકી સમરાગણે,
અરિ અસખ્ય ફરી વળતો હણે ૬

એવામા એ ઢળ્યો નીચે શસ્ત્રસપાતમૂર્છિત,
પ્હોચાડયો ઊચકી ત્યાથી ઘણે દૂર સુરક્ષિત ૭

સમજતા નિજ હાલતને નહીં,
હૃદય જાણી શક્યુ હદ ક્રોધની,
અહ ધરે ફરી ધૃષ્ટ હવે તહીં,
નિરખુ હિમત કો અવરોધની ૮

તહીં ઉભો રાણો સજલ અવલોકે નયનથી,
વદે ને નિ શ્વાસ ત્રુટિત સ્વર નિર્વિણ્ણ મનથી,
" થયુ આજે તારુ નિધન સહસા આમ વસમુ,
ગયુ ઊડી મારુ સકલ સુખ સ્વપ્ન સ્મિત સમુ ૯

બતાવ્યુ તે પાણી, સભય યુવરાજ-દ્વિરદનુ,
(કપોલે સ્થાપીને ચરણ) હર્યુ માન પ્રમદનુ,
અમે તો ના કાઇ પણ યવન કેરા અમલથી,
પ્રજા છુટી કીધી પવિત્ર હજી શત્રુ દળથી. ૧૦

થશે પાછી ક્યારે સમયબળથી પ્રાપ્તિ પુરતી,
પ્રતિજ્ઞા આ મારા સફલ કરશે શ્રભુ ઉરની,
ફરીથી રોપાઇ વિજયધ્વજ દુર્ગે ફરકશે,
ન તોએ તુ વ્હાલો ઉદયસુત તેથી હરખશે ૧૧

સુખે ને દુખે એ અચલ સહવાસી વિરલ છે,
હવે શુ સભારી અમર! અનુશોચ્યુ વિફલ છે,
ધણો વારી રાખુ મરણવશ છે સૌ સમજુ હા,
કરે ઉંડુ ઉંડુ રૂદન કઇ તોએ હૃદય આ" ૧૨

# ટિપ્પણ

### કમમાંથી કમ થાય

આ કવિતા છપાયેલી કવિતામાં સૌથી પ્રથમ પ્રસિદ્ધ થઈ છે છપાયાની સાલ ૧૮૯૦ નો જુન વિજ્ઞાનવિલાસ રચાયેલી તો એથી બેત્રણ વરસ વહેલી, આ જાતની બીજી ઘણી કવિતાઓ તેમણે સ ૧૯૫૪માં ફાડી નાખી હતી પૃષ્ઠ ૨ લીટી ૮ સતાપે નહીં પણ સતાયે જોઇએ

### શુષ્ક વૃક્ષ પૃષ્ઠ ૩

દિવસેશ્વરકરક્લાન્ત=સૂર્યના કિરણોથી થાકેલો પાન્થ=મુસાફર તિર્યક્‌ચ્યો=પક્ષીઓનાં ટોળાં બુદ્ધિપ્રકાશ ઈ સ ૧૮૯૪ ના જાનેવારીમાં આ કાવ્ય પ્રસિદ્ધ થયેલ છે

### મેઘનાદ પૃષ્ઠ ૪

ભવિતવ્યતા=ભાવિ હર્ષજલાવૃત=હર્ષના આંસુથી ઢંકાયેલુ પુરાકૃત=પહેલા કરેલા નગરસન્નિધિવર્તી=નગર પાસેનો શ્રાન્ત=થાકેલો ચપલા=વીજળી નિરપેક્ષ=બેદરકાર પ્રસુપ્ત=સુતેલુ દશગ્રીવેશ=રાવણ

પંક્તિ ૧, ૨=અહા! આ શી ભવ્યતા! શી ભવિતવ્યતા! એવુ એવું વિચારી-ને જનો મનમાં ખુશી થાય છે

પંક્તિ ૫ થી ૮ ચાતક ઇચ્છિત વસ્તુની (વરસાદની) સુખદ પ્રાપ્તિ થવાની તક પાસે છે એમ વિચારી અગાઉના વ્યર્થ પ્રયત્નો ભુલી જઈને હર્ષનાં આંસુથી ઢંકાયેલુ મુખ ઉંચુ કરે છે

પંક્તિ ૯ થી ૧૨ પાંથિયો પ્રવાસી નગર પાસેના પ્રદેશમાં ઉતાવળો પ્રવેશ કરે છે (વરસાદની બીકથી) અને બીધેલા પશુપક્ષીઓ પરિવાર સાથે જે પ્રશાંત છે એવા સ્વસ્થપણે વિચરે છે

પંક્તિ ૧૩ થી ૧૬ વીજળી જમીન ઉપર પડી અને પ્રભા (ઉજાસ) રૂપી શ્રી ચાદર ઓઢી ગઇ એ ચાદર એ કોમળહૃદય શ્રીજન ખસેડી જ ન શકે એમાં વળી શો શક? અથવા શું હશે એ શક ખસેડી જ ન શકે ઓઢેલી ચાદર જેમ ખસેડી ન શકે તેમ આમા શક ઘટેજ નહીં કેમકે શ્રીજનનું હૃદય ઘણું કોમળ આ પ્રમાણે કોઇ કોઈ અર્થ અન્વયમાં એકથી વધારે સ્થળે લઇને અર્થ બેસારવો પડે એવું સંક્ષિપ્ત લખાણ નર્મદાશંકરને ખાસ ગમતું

લીંટી ૧૭ થી ૨૦ કેસરીબાળ જે ગિરિની ગુફામાં બેદરકાર રીતે સુતું હતું તે મેઘનાદનો તિરસ્કાર કરીને ઉછળીને પ્રતિધ્વનિ કરે છે અને ઘડી વિરમતું નથી પૃષ્ઠ ૫ લીંટી ૭ પ્રભવ તદ્ગિરિકુરી વાંચવું

લીટી ૨૧ થી ૨૪ મેઘનાદ રામચાનુજ (લક્ષ્મણ) નો પ્રતિસ્પર્ધી, એ સુલોચના સતીસહ વિલસનાર યુવક, એ દશગ્રીવેશ રાવણનું સ્થાન સાચવનાર, જેણે સ્વપરાક્રમે સહુને છક કીધા એજ આ મેઘનાદ

'મયુરકંઠ ગ્રહે નવી મિષ્ટતા' આ લીંટી સ્વ. કવિ ત્રિભોવન પ્રેમશંકરે વિભાવરીસ્વપ્નના અર્પણપત્રમા ઉતારી લીધી છે મેઘનાદ 'સુદર્શન' અને 'ચન્દ્ર' બ નેમાં છપાયેલ છે

સિંહનાદ પૃષ્ઠ ૬

લીટી ૯ થી ૧૨ જે હાથી મજબુત ઝાડને ઉખેડી નાખે, જેના ગંડસ્થલ પાસે ભમરાઓ ગણગણતા ક્રીડા કરે છે, જેને બાંધેલી સાંકળ ઉભા રાખવા શક્તી પ્રતી નથી થતી તે ગજેન્દ્ર પણ સિંહનાદ થતા ધડીક તટસ્થ ઉભા રહે છે

લીંટી ૧૩-૧૪ ગાય વગેરે સૌ ગ્રામ્ય પશુઓ ઉંચા પુંછડા કરીને ઉંચુ મોઢું રાખીને પોતાના બચાવ અર્થે બનતી ઉતાવળે દોડે છે વ્યાધ=શીકારી

લીટી ૧૯-૨૦ આ પ્રાણીઓના વિકરાળ તૃષાર્ત મુખમાંજ [illegible] પડે છે

પ્રભંજન = પવન

છેલ્લી લીંટી=હમણાં (થોડી વાર) એ જરા વળગી રહ્યા છે એટલું જ પવનાંજ લોકએ અને પડી જશે એજ નક્કી વાત છે

શીલરક્ષા પૃષ્ઠ ૮

લીટી ૩-૪ જ્યાં નિકટ જઈ આલિંગે=આલિંગવા કરે છે ત્યાં .. ..ને આ કામાતુર પણ ઝટ ખસી વાસે ગયો

લીટી ૧૩-૧૪ હે (હાથે આપઘાત કરીને શતખંડ બનેલ) સનારી ! તને શતધા ધન્યવાદ ઘટે છે કેમ જે તું એવી કૃતિ કરીને સકળ કુળને શોભા આપે છે

લીટી ૧૫-૧૬ આ શાંતિને સમયે ખરેખર આહ્લાદક તરવરતું ઝીણું મધુર સંગાન અમને સંભળાવીને તારી એ (વાયુ) પ્રશંસા કરે છે

લીટી ૨૩ થી ૨૪ રખે ઉદધિમાં સંતાઈને મને હસતી તો નહીં હોય એમ માનીને નિઃશેષ ઉદધિને ય એણે ક્ષુભિત કરી મુક્યો

નિવાપાંજલી પૃષ્ટ ૧૦

સંવત્સરના સમાપ્તિ દિવસો=દીવાળીના દિવસો

લીટી ૪ હા ! તેજ આ ખરાબ દિવસ જ્યારે તું અમને તજી ગયો

જીવન=મારા સ્વ. ઓરમાન ભાઈ જીવનરામ પ્રભુરામ જન્મ સં ૧૯૨૧, મરણ સં ૧૯૩૫ ના આસો વદી ૧૪

અશ્રુતિ શ્રવણ પૃષ્ટ ૧૧

લીટી ૩ જી એ પહેલી અને લીટી પહેલી ત્રીજી લઈને અન્વય કરવાનો છે નિદ્રા વિલુપ્ત થઈ=નયન ઉઘડતામાં આખી અવનિ શાંતને ખોળે હજી ઉંઘે છે ત્યાં.

લીટી ૯-૧૦ હરિતવન=લીલાવન ઉપકંઠોન્મદ ઉદધિ=કાંઠા ઉપર ધુઘવતો સમુદ્ર

તટસમ સરિતના વિહગને-અને બે કાંઠે પુરી ભરેલી આવી નદીમાં સપાટી ઉપર ચાંચ બોળતા અગર સપાટી નજીક ઉડી કલ્લોલ કરી રહેલાં પંખીઓ.

તરૂઉપવને પૂરિત સ્વને=અને જેમાં સુસવટ થયા કરે છે એવાં વૃક્ષોવાળાં ઉપવન

લીટી ૧૫ કૃતિઓ=ઉપલી ૭ પંક્તિમાં વર્ણવેલાં કુદરતી દૃશ્યો. સંગહીન=એકલો

લીટી ૧૯ તવ=ત્યારે

લીટી ૧૮ મા પણ ખરી રીતે અભિતો ચોકાવે મૃદુલ સ્વર આવી તવ તહાં, અસર સહસા થાય તેથી નવિન એ પ્રમાણે અન્વય લઈને અર્થ કરવાનો છે

છેલ્લી લીટી વિપક્ષા નહીં પણ દિદ્રક્ષા હે પ્રિય, આ તવ પ્રિય પોતાની દિદ્રક્ષાના જવાબમા વિષય (દૃષ્ટિવિષય મનોગ્રાહ્ય વિષય) તરીકે નિરાશાજ પામ્યો છે

તપોવન પૃષ્ટ ૧૩

લીટી ૧-૪ સમ્યગ્ દૂર=પુરતે છેટ આ એકાંત રમ્યસ્થલમાં આવેલ તપોવન દૃષ્ટિને સન્તોષથી ભરે છે

લીટી ૨૫-૨૬ નીલકંઠ=મયૂરો પરિચારકો=નોકર શાખા મૃગો=વાંદરા એ તાદૃશ સ્થાનથી=આવા સ્થાનથી વિહાય=ત્યાગ કરે છે, આપે છે, પ્રસરાવે છે

દર્શ માનસ (મન) પુણ્યમ્ જુવે છે, સો મલિન વિકારો શમે છે

અરે આ ભારતના દુર્ભાગ્યનો કાંઇ પાર નથી કારણ કે જ્યા મન પુણ્યશાળી થાય અને મલિન વિકારો શાન્ત થાય એવા ઉપર વર્ણવેલા તપોવન જેવા સ્થાનનો હાલમાં કોઇ સ્થલે સાક્ષાત્કાર થનો નથી એટલે માત્ર આંખથી નહીં પણ કલ્પના દૃષ્ટિથી જોઇને મન વાળવાનુંજ રહે છે

પુષ્પ બાણ વિલાસ- પૃષ્ટ ૧૬

શ્રી કાલિદાસ કવિનુ રચેલુ પુષ્પબાણ વિલાસ નામનુ સંસ્કૃતમા કાવ્ય છે આ કાલિદાસ રઘુવંશ આદિનો કર્તા પ્રસિદ્ધ કાલિદાસ નથી તે કાવ્યનું આ સમશ્લોકી ભાષાન્તર છે મૂળમા શ્રી કૃષ્ણનુ ગોપીઓ સાથેની શૃંગાર ક્રીડાનુ વર્ણન છે સંસ્કૃત મુક્તકોની ભાષાજ બહુ સરલ નથી અને એનુ સમશ્લોકી ભાષાન્તર ગુજરાતીમાં કરતા ભાષાન્તરકારને કેટલીક ક્લિષ્ટ શૈલી વાપરવી પડી છે કર્તાની રચના દૂરાન્વય વાળી હોવાથી અમે દરેક શ્લોકનો અર્થ સરલ ગદ્યમાં આપ્યો છે

ગોપીઓએ જાતે સ્વછંદથી કરેલાં આલિંગનોમા ઉંચા સ્તનો સાથે ઘસાતા ખરેલ ચન્દનની રજવાળા જેનાં અંગોમાથી સુગન્ધ વહે છે એવા તથા જાગરણથી જેની બેઉ આંખો લાલ થઈને પ્રભાતના લાલ સૂર્યની શોભા ધારણ કરે છે એવા વેણુ વગાડવાના રસીયા અને જારોના (વ્યભીચારીઓ) અગ્રણી (શ્રી ભગવાન) તમારી રક્ષા કરો

ન ૨ અસખ્ય યુવતીઓ સાથે નન્દપુત્રે (કૃષ્ણે) જે રમણ કર્યું છે તે એનું વિચિત્ર ચરિત્ર સર્વ જગતમાં જાણીતુ છે તે ચરિત્રના આધારે સરસ શૃંગાર કાવ્ય રચવા મારી ઈચ્છા છે માટે એ કાર્યમા શારદા પ્રસન્ન થાઓ

ન. ૩ જ્યાં મતી નજરે પડયો ત્યા બેઉ નેત્રો ખીલી ઉઠયાં અને એકાન્ત સ્થળમા એને મળતાં બધા અ ગોમા રૂવાડાં ઉભા થઇ ગયાં પછી સ્તનને પકડવા જ્યાં એ તૈયાર (ઉત્કંઠિત) થયો ત્યાં આખુ શરીર કંપી ઉઠયુ અને જ્યાં તેણે કંઠમા આલિંગન કર્યું ત્યાં નાડી પણ ઢીલી થઇ ગઇ

ન ૪ તે પાસેનાં માણસોને છેતરવામાં હુશીઆર મૃગનયની કમળ જેવા સુંદર મુખથી મંદમંદ સ્મિત કરીને ઉંચા અને કઠિન સ્તનો ઉપરથી સુંદર કપડાને સરવા દઈને તથા હાથને લાબો કરીને આખના ખુણા પાસે ગાલ ઉપર મુકીને હમણાં મારા તરફ ભાવથી જુએ છે

ન ૫ હે અબળા આ માધવી લતાઓની વચ્ચે છિદ્ર વગરનુ કુંજ સહ જો જ્યાં ખરેલાં ફુલના ઢગલા પડયા છે વિલાસી સ્રીઓ કદાપિ કાંઇ ત્યા બોલે તો તે પણ કોયલના અવાજોમા ઢંકાઈ કોકિલકુજનમાજ ખપી જવાનુ

ન ૬ હે સખી તુ શા માટે એ જંગલી પોપટ પછવાડે ભટકે છે? કારણ કે એ પોપટે તારા લાલ હોઠ ઉપર એને ઘોલાનાં ફુલ ધારીને ચાંચ મારી છે વળી એની પાછળ દોડતા તારી વેણી છુટી ગઇ છે, થાકના પરસેવાથી આદસો સુકાઈ ગયો છે અને કાંટાથી તારૂ શરીર વીંધાઈ ગયુ છે છતા હાથ હાલતા કંકણોના અવાજો થયા કરે છે એ પ્રમાણે શા માટે તુ એ પોપટ પાછળ દોડે છે? આ જોતો ખરી, તારી નાની નણંદ અહીં કુવો ઢુંઢી રહી છે? (આ શબ્દોની પાછળ એવો ધ્વની છે કે તારી નણંદ અહીં આવી છે માટે હવે તારા જારને છોડીને ચાલી આવ અને જારરમણચિહ્નો ઢાંકવા પોપટ માથે નાખ્યા છે)

ન ૭ હસ્તવિટપ=શાખા જેવો હાથ–બાકીનો ભાગ સ્પષ્ટ છે

ન ૮ હાય! નાથ વિદેશ જશે એ વિચારથીજ અતિશય ચિન્તા થાય છે અને હે શશિમુખી સૌને હર્ષ આપનાર ચંદ્રમા મને શત્રુ જેવા લાગે છે કોયલના મીઠા આલાપ વિચાર ઉત્પન્ન કરે છે અને ઉદ્યાનમાથી આવતી વાયુની મંદ લહેરો પ્રાણને હરી લે છે

ન ૯ હે મિત્ર! ચન્દ્રમા પંકજમા સુતો છે, પ્રિયાએ મુખચન્દ્ર કરકમલમાં રાખ્યો છે મોતીની નિર્મલ સેરો કમળની જોડમાથી નીકળી (આંખમાથી આસુની

મારા નહી) હેમની લતા બવલતા પામી (પ્રિયાનું શરીર ફીક્કુ પડી ગયું) બ મકળ કળીના સ્પર્શથી નવાં કુસુમોની માળા પણ કરમાઈ જાય છે (બેસ્તનોના સ્પર્શથી માળા સુકાઇ જાય છે (જ્વરની નિશાની) આ ઉત્પાત પરંપરાથી મારી મુસાફરી અટકી ગઈ (કોઇ પણ જાતના ઉત્પાત થાય ત્યારે મુસાફરી ન કરવી એમ માન્યતા હોવાથી પોતાની ભાવિ મુસાફરીની બીકે પોતાની પ્રિયાની થએલી દશાને ઉત્પાત રૂપે વર્ણવી છે

ન ૧૦ શરીરનો તાપ શાંત કરવા માટે નવી કુંપળોથી રચેલી શય્યા પણ માત્ર જેના હસ્ત કમળના યોગથી કરમાઇ જાય છે તે કામદેવ રૂપી અગ્નિથી અત્યંત બળતી કોમલાંગીનો પરિતાપ કેણ વર્ણવી શકે ?

ન ૧૧—હે દૂતિ, તારા બન્ને નેત્રકમળો ઘણા કરમાઈ ગયાં છે; અને કપાળ ઉપર પરસેવાના મોતી જેવાં બિન્દુઓ બાઝયાં છે આ ચાંદનીમાં પણ તુ ખુબજ હાંફે છે એ ઉપરથી મારે માટે વ્યર્થ જવા આવવાને લીધે હે સુતનુ! તુ થાકી ગઈ હશે (મતલબ કે તુ મારે માટે જવાને બદલે જાતેજ ક્રીડા કરી આવી છો)

ન ૧૨ જેનાં જંગલી હરણ જેવાં નેત્રો છે તે ચક્રવાકી જેવી પ્રેમ વિરહિણી—રાગે ચક્રવાકીરીતી—ચક્રવાકી જેમ વિરહથી ઝુરીજ મરે છે તેવી વિરહાસહિષ્ણુ—દુ ખદાયી વસંતમાં વિરહ અસહ્ય લાગવાથી મરવાની ઈચ્છાથી નવા પાનની અગ્નિના પુંજ જેવી લાગતી શય્યામાં સુતી છે

ન ૧૩ મીઠા બોલી કોયલની મીઠી વાણીની કૂરતા, પૂર્ણિમાના ચન્દ્રની તીક્ષ્ણતા, દક્ષિણ વાયુ એ બધા હવે એ બાપડીના મરણની તૈયારી કરે છે પણ ખડ હૃદના તારા આવવાની શંકા ઉત્પન્ન થવાથી જ એ (મરણ) ન થયુ

ન ૧૪ સ્પષ્ટ છે બીજી પંક્તિનો અન્વય—ઉંડા નિશ્વાસ નાખ નહીં, નવી માલિકા સુકાય છે ત્રીજીનો—હે તન્વી શય્યામાં નવ આળોટ, તનનો રાગ ભુંસાય છે

ન ૧૫ કોઇ સર્વ જનોને પ્રિય લાગે એવા વલાસ કરનારી વિલાસીની—એ સખીઓના મંડળ વચ્ચે ચંચળ આંખ અને ભ્રમરની સંજ્ઞાથી પોતાની સાહેલી સાથે ભાષણ કરતા આંખમાં ઝટ આંજણ આંજી પોતાના સ્થૂલ કુચ ઉપર રહેલી રત્નની માળાને સાડીના છેડાથી ઢાંકી દીધી (સંજ્ઞા ટીકાકારના કહેવા પ્રમાણે એવી છે કે ચન્દ્રમા અસ્ત થયા પછી બધે અંધકાર છવાઈ જાય અને ઘરના દીવા પણ ઠરી જાય ત્યારે હું સંકેત સ્થળે આવીશ.)

ન ૧૬ સ્પષ્ટ છે, પગ પ્રવાલથી ચડીઆતા છે કર કોકનદથી, વક્ષોજ જોડ પક્ષકળીઓથી, અધરો બિમ્બથી અને મુખ ચન્દ્રથી ચડીઆતુ છે

ન ૧૭ વ્યાજ સ્તુતિ છે ખરી રીતે મારૂ કામ કરવાને બદલે જાતે ક્રીડા કરીને તુ થાકી ગઇ છે એમ દૂતિ ઉપર આક્ષેપ છે (જુઓ શ્લોક ૧૧ ૪ ચોથી લીંટી હુ કાજ જવાથી હે સુકુમારી તુ થાકી હશે)

ન ૧૮ સ્પષ્ટ છે ઇર્ષ્યાથી કુપિત થએલી માનિનીનુ વર્ણન છે

ન ૧૯ ગૂઢાલિગન વગેરે જે લીલા પહેલા કરેલી તે હવે સ્વપ્ન સરખી થઇ ગઈ અને કોઇ વખત વાત કરવી એ દુર્ઘટ થઈ ગઈ છે પણ મને એનુ દુ ખ નથી પરતુ તારૂ દર્શન દુર્લભ થયુ એથીજ દુ ખી છુ

ન ૨૦ જે સુદર સ્ત્રી પોતાના હસતા મુખથી કલકી ચદ્રમા લજ્જા ઉત્પન્ન કરે છે વાણીથી ઘરના પોપટની સુદર વાણીની નિન્દા કરે છે, જેના નિશ્વાસ અબુજ અમે દત–કમળની સુવાસ વહી આવતા પવન કરતા પણ વધારે કોમલ સુગધી છે, તેજ વિરહની દશામા એકાન્તમા ચન્દ્ર, પોપટની વાણી, કમળ વગેરેથી ઉલટી અતિશય દુ ખી થાય છે (એટલે ચન્દ્રાદી પોતાનુ વૈર લેતાં હોય એવુ લાગે છે એમ કલ્પના છે)

ન ૨૧ સ્પષ્ટ છે

ન ૨૨ તારા ઉપર મને બહુ સ્નેહ છે' એમ તમે કહેતા હતા તે સાચુ છે કારણ કે સવારમાજ મને જોવાની હોશથી તમે ઘેર આવ્યા છો અને મારા ઉપરનો રાગ તો કેસરી છાપ રૂપે આ હૃદય ઉપર દેખાય, વહેલા જાગ્યાથી આખમા લાલાશ રૂપે દેખાય અને અળતાના રસથી આ કપાળમા દેખાય (મતલબ કે રાત આખી બીજે રમતા બીજી સ્ત્રીના કેસરી તિલકની છાપ છાતીમા પડેલી છે, બીજીની પાદુ વાગેલી તેનો અળતાનો રગ કપાળને લાગેલો છે અને આખમા ઉજાગરાની રતાશ છે, એજ તમારો રાગ મારા ઉપરનો ખરૂ ના!)

ન ૨૩ હે વલ્લભ આ વસન્ત સમયે એકાએક પરદેશ જવાની ઇચ્છા રાખો છે પણ મને હવે તાપનો કૈં ભય નથી કારણ રાતે રાતે કૌમુદનો એક ગધ હરતા વાયુની સરો સાથે વિધુની સ્વચ્છ મરીચિ પક્તિ આખા અ કાશમા ખીલી રહે છે (ઉપરનો અર્થ રાતની સુગધી પવનવાળી ચાદનીથી દિવસનો તાપ શાંત થઇ જશે અદરનો ભાવ એવો છે કે આવી ઋતુમા વિરહિણી જીવીજ શી રીતે શકે? એટલે પ્રાણ નીકળી જતા વિરહની વેદના લાબો વખત નહીં વેઠવી પડે)

ન ૨૪ સ્પષ્ટ છે અન્વય ન ચે પ્રમાણે—હે માનિનિ! સખીના દોષે પ્રભવ્યો (ઉત્પન્ન કરેલો) દીર્ઘ અને અપૂર્વ રોષ છાંડીને હવે સદ્ય મુખ દેખાડો કે મારા નેત્રની જડતા જાય વગેરે

ન ૨૫ ચિત્ત રીસે ડુબાએલુ હોવાથી નમ્ર પતિના સામુ જરાયે જોતી નથી પણ જ્યારે વલ્લભ જાય છે ત્યારે બાલા અતિશય સતાપ સહે છે અને પછી પરિજનો મહેનત લઈને મનાવીને લઈ આવે ત્યારે મૌન રાખે છે વળી પાછો પ્રેમી બહાર જવા ચાહે છે ત્યા બાળાના પ્રાણ ગળે આવી રહે છે

ન ૨૬ સ્રીના બોલ આગળ કોકિલનાં આકુજિત કઠોર લાગે નહીં, સ્રીના વદનશ્રી આગળ ચન્દ્રમાની શ્રી ઝાખી લાગે નહીં, સ્રીના નેત્રો આગળ હરિણીનાં નેત્રો છેક હલકાં લાગે નહીં, ત્યા સુધી આ વાત સિદ્ધ છે કે એવા માણસે સ્રી રૂપ લલિત હેમલતા હજી જોઈજ નથી

**વિધિને** પૃ ૨૨ વિધિ રત્નને બદલે પથ્થર આપે છે અને મનુષ્યના મન સમજ્યા વગર અહાણુ કરે છે તે ભાવ ઉપર આ કાવ્ય છે

**શાપસભ્રમ** પૃષ્ઠ ૨૩ કાન્તના વસન્ત વિજ્યની શૈલી ઉપર રચાયેલુ પાડુ રાજાના જીવન પ્રસગને દર્શાવતુ આ ખડ કાવ્ય ઈ સ ૧૮૯૪-૯૫ મા કવિએ લખેલુ હતુ અને સુદર્શન’ મા છપાયુ હતુ કાન્તમાળામા આ કાવ્ય તેના સગ્રહકે થોડા ફેરફાર કરી છાપેલુ છે

કડી ૧૭ છેલ્લી લીટી છપાયુ છાતી મહીં નેત્ર બાળકો

મારી છાતીમાં હરિણીની આખર દશાનુ આ નેત્ર છપાયુ—કોરાયુ, નજ ભુસાય, નજ ઝાખુ પડે એમ આલેખાયેલુ

કડી ૧૮ જાણે મૃત્યુ પામતી હરિણીએ એને શાપ દીધો હોય એ પ્રમાણે પાણ્ડુ કોપેલી અને અશરીર વાણી જેવા એ શબ્દો સાભળે છે એ શબ્દો ખરે, મે સાભળ્યા જ કે એ મારા હૃદયમાના અત્યત પરિતાપનોજ પ્રતિધ્વની મને સભળાયો, આ બેમાથી સાચી વાત શી માનવી તે પાણ્ડુને કશી સુઝ પડી નહીં, માટે આ કાવ્યનુ નામ **શાપસભ્રમ**

કડી ૨૦ શશાક વશ સભવે = શશાક—ચદ્રવશમા ઉત્પન્ન થએલા આ રાજાએ અર્થાત્ પાણ્ડુએ

સ્મરણ બાધા, પત્ર, નિર્જન, દુ ખભાર, ઉદયમાન પ્રકૃતિ અને વાવે રાત્રી આ બધા કાવ્ય કવિએ અવસાન પૂર્વે થોડા કાળે રચેલા અને અવસાન પછી ચન્દ્ર માસીકમા એક સાથેજ પ્રસિધ્ધ થયા હતા.

સ્મરણ બાધા પૃષ્ટ ૨૭ કડી ૮ લીટી ૩ નિયમ બળના અશ=નિયતિ બળ કુદરતના બળનો અશ પણ મારામાં જો અત્યારે હોય કડી ૧૦ લીટી ૩ હે કૃતાંત ! તારૂ તીખુ ખડગ કાતો જલદી પ્રહર-ફેકીને મને હણ

ઉદયમાન પ્રકૃતિ પૃષ્ઠ ૩૫

આ અને 'માનુષ'નુ વસ્તુ એકજ છે માત્ર વૃત્ત બદલાવેલ છે ઉદયમાન પ્રકૃતિ ચન્દ્રમા સવત ૧૯૫૫ મા છપાયુ, જ્યારે 'માનુષ' હાથની લખેલી નાટબુકમાથી મળ્યુ છે અને રચ્યા સાલ સ ૧૯૫૨ મુકેલી છે બન્નેમા પ્રભાતનુ વર્ણન એ વિષય દેખાય છે પરતુ પ્રભાકર એ શબ્દમા શ્લેષ છે ભાવ શબ્દ પણ શ્લિષ્ટ છે બન્ને કાવ્યો સાથે વાચવા વાચકોને વિનતિ છે

વાવેરાત્રી પૃષ્ઠ ૩૭ સવત ૧૯૫૩ કે ૫૪ ની દીવાળીમાં અમરેલીથી દોઢ બે માઈલ દૂર આવેલી એક જબ્બર વાવ છે ત્યા લેખકે રાત્રી ગાળી હતી તેનુ આ ઘણુ મનોહર કલ્પના મિશ્રિત વર્ણન છે

પ્રેમયાચના પૃષ્ટ ૪૧ આ કાવ્ય જુની નોટમાથી મળી આવેલ છે આ એકજ કાવ્ય અને પ્રતાપ શક્તસિહની પહેલી આઠ કડી અને માનુષ માસીકમા પ્રગટ થયેલ નથી એ સિવાયની બધી કવિતાઓ જુદા જુદા જુદા માસિકોમા છપાઇ ગયેલ છે

પ્રતાપ અને શક્તસિહ પૃષ્ટ ૪૫

આ ખડ કાવ્ય અપૂર્ણ રહેલુ જણાય છે એમાની છેલ્લી ચાર કડીઓ 'ચેતક' એ નામથી સ્મરણ બાધા, વાવે રાત્રી વગેરે કવિતાઓ સાથે છપાએલ હતી

કડી ૪ છેલ્લી લીટી નિરપેક્ષ=બીજા કોઇની કશાની, મદદ વીરતા કે કશીએ અપેક્ષા વગર પોતાની જ વીરતા ઉપર ઝુઝનારો કડી ૬ ઠી કુધી=નઠારી બુધ્ધિ

કડી ૭ મી શરસપાત મૂર્છિત–અસખ્ય બાણો (અને બીજા શસ્ત્રાસ્ત્રનાઘાથી કરીને અન્તે મૂર્છિત

કડી ૮ મી–પોતે પાછો શુધ્ધિમા આવ્યો અને હકીકત–હાલત સમજાઈ એટલે એટલો તો ક્રોધ એને વ્યાપી ગયો કે ન પુછો વાત અહા ! જોકે તો ખરો આવો અવરોધ કરવાની હિમત ફરીવાર ધરે એવો કોણ છે ?

કડી ૯ મી અવતરણ ચિહ્નથી શરૂ થતા વાક્યો મરેલા ઘોડા ચેતકને સંબોધીને પ્રતાપે કહેલા છે

કડી ૧૦ બતાવ્યુ તે પાણી વગેરે યુવરાજ (સલીમ)ના હાથીના કપોલ (ગંડસ્થલ) ઉપર પોતાના પગ ટેકવીને તે અતિશય ઉન્મત્ત એ હાથીનુ માન હરીને તારૂ પાણી બતાવ્યુ જો કે અમે (શત્રુદલથી વીંટાએલા) તો યવનના અમલમાંથી પ્રજાને સ્વતંત્ર કરી શક્યા નથી અને હજીએ શત્રુદલથી-જેવા હતા તેવા-પરિવૃત્તજ રહ્યા છીએ )

કડી ૧૧ થશે પાળી વિ મારા ઉરની આ પ્રતિજ્ઞા શંભુ ક્યારે સફલ કરશે?

ઉદયસુત-હુ રાણા ઉદય સિંહનો પુત્ર પ્રતાપ

